ડૉ. ધારશી ગુલાબચંદ સંઘાણીએ "સુખદેવ સહાય જૈન પ્રીન્ટીંગ પ્રેસ અજમેર"માં પોતાને માટે છાપ્યું.

# અર્પણ પત્રિકા.

અનેક સદ્ગુણ ગણાલંકૃત, જૈન શાસન દીપક, શ્રીમાન્ રાજા બહાદુર લાલા સુખદેવ સહાયજી સાહેબ.

હૈદ્રાબાદ—દક્ષિણ.

માન્યવર મહોદય !

પુણ્ય પ્રભાવે પ્રાપ્ત થયેલ લક્ષ્મીનો આપ સમાજ હિતાર્થે સદ્વ્યય કરો છો, આપનાં ગુપ્ત અને પ્રગટ દાન જૈન કોમને ઉત્કર્ષાભિમુખ કરવાનાં કારણીભૂત થયાં છે. હજારો અમૂલ્ય પુસ્તકોનું વિનામૂલ્ય વિતરણ કરી અજ્ઞાનાંધકારમાં આથડતાં માનવ બન્ધુઓને જ્ઞાનામૃતનું આસ્વાદન કરાવી તેમનું ભાવ અંધત્વ નષ્ટ કરવા આપે ભગીરથ પ્રયત્ન સેવ્યોછે. શ્રીમતી કૉન્ફરન્સ દેવીને છેલ્લા શ્વાસોચ્છ્વાસ લેતી વખતે પીયૂષ પાન કરાવનાર તથા તેને નવજીવન અર્પનારપણ આપજ છો. એ દેવી નાં પાણિપાદ રૂપ પ્રેસ, પેપર આદિ સાધનો, એ આપનીજ કૃપા નાં મિષ્ટ ફળો છે. શાન્ત, દાન્ત, ઔદાર્યાદિ ગુણો વડે આપ ઉડુ-ગણમાં ચન્દ્રવત્ શોભી રહ્યા છો, આદિ ઉત્તમ ગુણોથી આક-ર્ષાઈ તેમજ આપના સ્વલ્પ પરિચય દરમ્યાન આપનાં ભવ્ય ને-ત્રોમાંથી દ્રવતાં અમૃત ઝરણો અને મુખારવિંદમાંથી વર્ષતા માધુર્યમય વાક્પ્રવાહથી મને જે અપરિમિત આનંદ ઉદ્ભવ્યો છે તેની સ્મૃતિ રૂપે આ પુણ્યપ્રભાવ નામક નૉવેલ આપનાં પવિત્ર પાદામ્બુજમાં સમર્પણ કરી આલ્હાદિત થાઉં છું.

હું છું આપનો કૃપાભિલાષી

ડૉ૦—ધારશી ગુલાબચન્દ સંઘાણી

H. L. M. S.

# ઉપકાર.

—:x:+:x:—

મી. ઝવેરચન્દ જાદવજી કે જેમણે આ નૉવેલમાં એક કવિતા બનાવી આપીછે તેમજ પ્રૂફ સુધારી આપવામાં સહાયતા કરી છે તેમનો આ સ્થળે ઉપકાર માનવામાં આવે છે.

લેખક.

# જાહેર ખબર.

## સુખદેવ સહાય જૈન પ્રિંટિંગ પ્રેસ અજમેર.

જણાવતાં ખુશાલી પેદા થાયછે જે **શ્રી શ્વે૦ સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સ ઑફિસ, અજમેર તરફથી** જન સમાજના હિતાર્થે **"શ્રીસુખદેવ સહાય જૈન પ્રિંટિંગ પ્રેસ"** ખોલવામાં આવ્યું છે. જેમાં હિન્દી, અંગ્રેજી, તેમજ ગુજરાતી વીગેરે બધી જાતની છપાઈ બહુજ સુંદર તેમજ સસ્તી અને બરાબર વખતસર છાપી આપવામાં આવે છે. પ્રેસ તથા ટાઇપ તેમજ દરેક સામાન તદ્દન નવોજ છે.

આ પ્રેસને સ્થાપન કરવાનો મુખ્ય હેતુ શાસ્ત્રોદ્ધાર તથા જૈન ગ્રંથો છાપી પ્રકાશિત કરવા તેમજ જૈન ધર્મની ઉન્નત્તિ કરવાનો છે. વળી બચત આમદાની ધર્માદા ખાતામાં (શ્રી કૉન્ફરન્સમાં) જમા કરવામાં આવેછે. જેથી જે કોઇ મહાશયોને પુસ્તક, પેમ્ફલેટ, ટ્રેક્ટ, નોટીસ, રસીદ, બીલ, ક્યાર્ડ, કવર, નકશા, નોટપેપર, વીજીટિંગકાર્ડ આદિઆદિ જે કાંઈ છપાવવું હોય તેમણે નીચેના શીરનામે પત્ર વહેવાર કરવો.

**ડૉકટર ધારશી ગુલાબચંદ**
**સંઘાણી** H. L. M & S.
ઑનરરી મેનેજર
સુખદેવ સહાય જૈન પ્રીંટીંગ પ્રેસ
ધાનમંડી—અજમેર.

# પ્રસ્તાવના

આધુનિક સમયમાં તાત્વિક વિષયો પ્રતિ અભિરૂચી ધરાવનારો વર્ગ પ્રમાણમાં વાર્તિક ગ્રંથોના વાંચનારા કરતાં ઘણે અંશે ન્યૂન જોવામાં આવે છે. જેઓ ઉત્ક્રાન્તિક્રમના નીચેના સોપાન ઉપર ઉભેલા છે તેઓને તત્વાવબોધ થવા માટે રોચક—વાર્તિક રસાત્મક ગ્રંથો જેટલા ઉપકારક થાયછે તેટલા તત્વવિષયક ગ્રંથો ઉપકારક થઇ શકતા નથી. આજ હેતુથી આધુનિક સાક્ષર વર્ગ પણ તેવા ગ્રંથોનું ગ્રંથન કરી જન સમુહને નીતિ અને ન્યાયના માર્ગે ચડાવી, મુમુક્ષુ પદના અધિકારી બનાવી રહ્યો છે. વિદ્વજ્જનોએ શ્રમવ્યથિત વ્યક્તિઓના વિશ્રામ સ્થાન રૂપ, ગુર્જરગિરામાં સાહિત્ય મંદિર ચણવા માડયું છે, તેમાં એકાદ ઇંટ મુકવા અમારૂં મન આકર્ષાયું અને તેના પરિણામે જન સમૂહને—સ્ત્રી, પુરૂષ અને બાળક સર્વને સ્વકર્તવ્યનો ઉત્તમ બોધ મળે એવી શૈલિથી આ નૉવેલ લખવાની પ્રવૃત્તિ કરવામાં આવી છે. આ નૉવેલનાં નાયક અને નાયિકા પુનમચન્દ અને કાન્તાનું ચરિત્ર જેટલું સુનીતિ, સત્યતા અને ન્યાયના દોર ઉપર છે તેટલુંજ બોધક અને અનુકરણીય છે. એમના ચરિત્રનો આદર્શ આપવા સાથે કન્યાવિક્રય, વૃદ્ધ વિવાહ આદિ કુરિવાજોનાં કટુ ફળનો ચિતાર તેમજ સમાજ સેવા, સતિધર્મ, સંસારચિત્ર આદિ અનેક વિષયોનો તેમાં

સમાવેશ કરવામાં આવ્યો છે. સૌથી પ્રધાન પદ વૈરાગ્ય અને કરૂણારસે લીધું છે. રસોમાં શ્રેષ્ટ મનાતો શૃગાર રસ પણ એટલો બધો મર્યાદિત અને ગૌણ પદે રહેવા પામ્યો છે કે આ પુસ્તક પુત્રી પોતાના પિતા પાસે પણ વાંચનાં તેને લજ્જાસ્પદ થવા જેવું એક પણ વાક્ય તેમાં મળશે નહિ. શૈલિ પણ ઘણી સરલ હોવાથી સૌ કોઈ તેનો સહેલાઇથી લાભ લઈ શકે તેમ છે.

નૉવેલ લખવાનો આ અમારો પ્રથમ પ્રયાસ છે, તેમજ કૉન્ફરન્સ આફિસ, પેપર, પ્રેસ આદિઆદિ કામનો ઘણો બોજો અમારા શિર પર હોવાથી નિવૃત્તિનો અત્યન્ત અભાવ હોવા છતાં યથાશક્તિ કર્તવ્ય સ્વરૂપ દર્શાવવા પ્રયાસ આરભ્યો છે. સમાજોન્નતિ માટે કૉન્ફરન્સે કેવા પ્રયાસો કરવાની આવશ્યકતા છે તેનો સક્ષિપ્ત ચિતાર નૉવેલની રસમય શૈલિથી વાર્તાના હવે પછીના વિભાગમા આવશે.

અંતમાં અમો ઇચ્છીએ છીએ કે અમારો આ સ્વલ્પ પ્રયાસ જન સમુદાયના હિતમાં પરિણમો. અને આ લઘુ પુસ્તક દ્વારા વાચક ગણ કર્તવ્ય પરાયણ બની જે આશયથી આ પ્રવૃત્તિ કરવામાં આવી છે તે આશય થોડે અંશે પણ પાર પડો.

*D. G, Sanghani,*

H. L. M. S.

# પુણ્ય પ્રભાવ ભાગ ૧ લો.

## ॥ પ્રકરણ ૧ લું ॥

### પ્રાણ ઘાતક સટ્ટો, યાને જીવલેણ જુગાર.

મધ્ય રાત્રીનો સમય હતો, ને સુનકાર સર્વત્ર પથરાઇ ગયેલું હતું, આકાશમાં વાદળાંઓ થઈ આવેલાં હોવાથી રાત અંધારી ઘોર દેખાતી હતી, થોડે છેટે આકાશ માંહેલા તારાની માફક સ્ટીમરોની બત્તિઓ ચકમકતી હતી, તેમ વચ્ચે વચ્ચે વિજળીના ચમકારા થતા, ત્યારે હુગલી નદીનો ભયંકર પટ દૃષ્ટિગોચર થતો હતો. આ સમયે કિનારા પર આવેલી પોતાની હવેલીમાં એક મારવાડી પલંગ પર પડયો પડયો આળોટતો હતો. તેનું મન અસ્થિર હતું, ચહેરો ફિકકો પડી ગયેલો હતો, અને કાંઈ ગભરાટમાં હોય એમ જણાતું હતું. ઘડીકમાં તે સુઈ જતો ને ઘડીકમાં બેઠો થઈ કપાળ ઉપર હાથ મુકી રડતો હતો. અરે ! દુષ્ટ સટ્ટા ! તને જે ચાહે છે તેનોજ તુ જીવલેનાર છે, એમ કહી નિશ્વાસ નાખતો હતો. રે ! હાય ! કાલે શું થશે, એ વિચારથી તેને જરાએ નિદ આવતી ન હતી વચ્ચે વચ્ચે કાંઈક

આશ્વાસન મળવાથી વચલી આંગળીએ આંસુ લુઇ નાંખી સુઇ જતો હતો, પરન્તુ થોડીક વારમાં ફરી હૃદય ભરાઈ આવતાં તે પાછો બેઠો થઇ કપાળ પર હાથ મૂકી રડતો હતો. પ્યારા પાઠક ગણ ! આ મારવાડી એક સટોડીયો હતો, તેનું નામ રતનચન્દ હતું. વેપાર અને સટ્ટામાં લાખો રુપિયા તેણે પેદા કર્યા હતા હમણા સટ્ટામાં તેને સાત લાખ રુપિયાનું નુકસાન લાગેલું હતું. આ રકમ તેની મિલ્કત પાસે કાંઈ વિસાતમાં નહિ હતી, પરન્તુ મોરીસથી તેણે પચીસ લાખ રુપિયાની ખાંડ મંગાવી હતી, અને હુંડીનાં નાણું ચુકવવાં પડ્યાં હતાં. કમ ભાગ્યે દરિયામાં તોફાન થયું ને ખાંડ લાવનાર વહાણો તણાઇ જતાં ગુમ થયા; એટલુંજ નહિ પરન્તુ કલકત્તામાં હુગલી નદીના પુલ પાસે આવેલી સીન્દરીયા પટીમાં તેને એક દુકાન અને ગુદામ હતાં. તેનો આગમાં નાશ થયો. આ દુકાન તથા ગોદામના માલનો તેણે વીમો ઉતરાવેલોતો હતો, પરન્તુ વીમા કંપનીને આગ લાગવાનાં કારણોમાં શંકા ઉત્પન્ન થઈ, અને સન્તોષકારક ખુલાસો ન મળે ત્યાંસુધી વીમાની રકમ આપી દેવાનો તેમણે ઇનકાર કર્યો. આમ બધી તરફથી તે નાણાંની ભીડમાં આવી ગયો. રાજા જેવો હતો તે રંક જેવો બની ગયો, ઉપરાંત રુપિયા સાત લાખની સટ્ટામાં નુકસાની જવાથી બજારમાં તેનો વહેવાર બંધ પડી ગયો, તોપણ લોકોમાં ભરમ હતો કે તેની પાસે દરદાગીનો પાંચથી સાત લાખ

નો હશે ને તેથી લેણદારો સખ્ત ઉઘરાણી કરતા ન હતા. વાસ્તવિક રીતે તેમ ન હતું. તે ઘણોજ લોભી હતો, અને તેથી વ્યાજ ઉપજાવવા તેણે દાગીનામાં જુજ રકમ વાપરી હતી. આજ સવારનો તે દુકાનમાં બેઠો હતો અને દેશાવરની મળીને પોતાની તમામ દુકાનનો હિસાબ તપાસતો હતો. આવેલા રુપિયા સાત લાખની નુકસાનીને કેમ પહોચી વળવું તેનો વિચાર કરતો હતો, એટલામાં સાંજના ત્રણ વાગ્યાને શુમારે એક લેણદારે આવી પોતાના એક લાખ રુપિયાની ઉઘરાણી કરી, અને ધમકી આપી કે, શેઠ ? આબરુ સાચવવી હોય તો રુપિયા લાખ આપો નહિ તો આજ ક્ષણે પોગળ ખુલ્લું થઈ જશે, ને ફરિયાદ કરી વૉરંટથી તમોને પકડાવીશ. શેઠ ઘણા ગભરાયા, શું કરવું તેનો મનમાં વિચાર કરવા લાગ્યા. થોડીવારે મોં મલકાવ્યું અને કહ્યું ભાઈ! અમે તમોને ઘણી વખત નાણાંની મદદ કરી છે, એ વાતને આજે આપ ભૂલી જાઓ છો. શાબાશ છે તમોને ! લો રુપિયા, પછી કાંઈ, એમ કહી બંગાલ બેંક ઉપર એક લાખ રુપિયાનો ચેક લખી આપ્યો જે લઈ પેલો આશામી અપકાર ભરેલી ભાષા વાપરેલી હોવાથી બોલ્યા વગર ચાલ્યો ગયો. શેઠનાં વખતો વખત બંગાલ બેંકમાં નાણાં રહેતાં હતાં પરન્તુ આ વખતે તેમાં કાંઈ પણ રકમ જમા ન હતી. હિસાબ તપાસતાં તેને જણાયું હતું કે તેની પાસે કાંઇ પણ રકમ નથી, અને નાણાં ભીડને લઇ

તેમજ વહાણો ગુમ થયાની અફવા બહાર બધે ફેલાઈ જતાં કદાચ શેઠ દીવાળું કાઢે તો, એમ લોકોની માન્યતા હોવાથી દેશાવરની દુકાનનુ પણ કામ સુસ્ત પડી ગયું હતું, તેમ ઉપર જણાવેલો આશામી તેની આબરુ પાડે અને વખતે જેલના બારણાં તેને જોવાં પડે એવા ભયથી તેણે બંગાલ બેંકનો ખોટો ચેક લખી આપ્યો અને ઇચ્છા રાખી હતી કે આજ બેંકનો વખત થઈ જવાથી તે કાલે દસ બજ્યા પછી વટાવવા જશે. તે પહેલાં તો સવારમાં ઘરમાંથી બાહેર નીકળી બજારમાંથી સોમલ ખરીદી નદી કિનારે જઈ દેહ ત્યાગ કરવો કે પછી શું બને છે તે દેખવું એ નહિ ને દાઝવુંએ નહીં. આજે તે ઘરમાં બંને વખત જમવા ગયો નહિ હતો, પરન્તુ હુમેશની માફક સાજે તે હવા ખાવા ગયો હતો, અને ત્યાંથી સરકસમાં જઈ તે લગભગ મધ્ય રાત્રે ઘેર પાછો ફર્યો હતો. અત્યારે તે પોતાનાં બચ્ચાં તેમજ સ્રીને છેલ્લીવાર રામ રામ કરવાજ માત્ર ઘરમાં સુતો હતો. ઘરનાં રંગ બેરંગી ફરનીચર નિહાળતાં તેમજ તેની ઝાક ઝમાળ વાળી સ્થિતિનું ભાન થતાં તેનુ હૃદય ભરાઈ આવતું હતું. તેને મનમાં નિશ્ચય હતું કે આ બધું છોડી સવારે તો પ્રાણ ત્યાગ કરવાના છે, નહિ તો લખેલા ખોટા ચેકની આફતમાં સપડાવું પડશે.

આફતમાં સપડાવું, પોલીસમાં પકડાવું, જેલમાં જવું, એના કરતાં મરવું હજાર દરજ્જે સારૂં છે એમ તે માનતો હતો,

પોતાની પાછળ પોતાની સ્ત્રી અને બાળ બચ્ચાંનું શું થશે તેની તેને બહુ ચિન્તા થતી હતી કારણ કે તેણે લોભી પ્રકૃતિથી છુટથી દ્રવ્ય ખર્ચી તેમને આનન્દ આપ્યો ન હતો; તેમજ તેમના ગુજરાનના સાધન માટે પણ કાંઇ તજવીજ અગાઉથી કરી રાખેલી ન હતી. આ વિચારથી તેને નિદ્રા આવતી ન હતી તેમજ પોતાની જાહોજલાલી યાદ આવી જતાં તેનું હૈયું ભરાઈ આવતું હતું, અને તેમ બને એ પણ સ્વાભાવિકજ છે. વૈભવો જાણે કે સ્વપ્નવત્ હોય નહીં ! એમ તેને ભાસ થતો હતો અને સટ્ટા જેવા એક અધમ જુગારના ફન્દ માં ફસાઈ હાથે કરી જીન્દગીને ધૂળ ધાણી કરીને કુટુમ્બને પાયમાલ કર્યું એમ તેને સ્પષ્ટ જણાઈ આવતું હતું. ઘણા ઇલાજ તે શોધતો હતો, પરન્તુ ગભરાટમાં આપઘાત સિવાય બીજો કોઈ રસ્તો તેને સુજતો ન હતો. કાળને બારણાં પાસે બેસેલો જુએ તેને નિદ્રા કેમ આવે ? ખરેખર નજ આવે. આવા સમયે જોડેની હવેલીમાંથી એક ઘણું કરુણા જનક રુદન સંભળાયું. શોકમાં શોક મળ્યો ને પોતાના જેવુંજ આ કોઈ દુઃખી પ્રાણી લાગેછે એમ જણાઈ આવતાં તે ગમગીને ગમગીની સાંભળવા કાન ધર્યા—

"અરે પ્રિય પ્રાણપતિ નોધારાના આધાર મારી આંખોના તારા આ તમારી અબળા રામા ને તરછોડી ક્યાં ચાલ્યા ગયા ! અરે આ કેવું ભવિષ્ય, આ કેવું દારુણ દુઃખ, અરે ! ભાવી આ

તારી કેવી પ્રબળતા ! સરોવર કિનારે મહેલમાં રહેવા જવાનો ઉમંગ, સખીઓ સાથે ગાવાની અભિલાષા, વિધ વિધ વાજિંત્રો વગાડવાની જિજ્ઞાસા, એ બધી અમર આશાઓ ક્યાં ગઈ ! ખરે દરિયામાં ડુબી ગઈ, પવનમાં ઉડી ગઈ, માટીમાં મળી ગઈ, અરેરે ! જીવ હવે તું દુનિયામાં મિથ્યા રઝળે છે શામાટે ? તારા હૃદયનો હીરો ખોવાઈ ગયો ! તારા કંઠની માળા નાશ પામી ! તારૂં તેજ ઉડી ગયું ! તારી આશાઓનો વિનાશ થયો ! તારા રંગમાં ભંગ પડયો ! તારા સુખનો સૂર્ય અસ્ત પામ્યો ! લક્ષ્મી હવે તારી શી વલે થશે ! જરા તું ઉઘાડે પગે ચાલે કે ફરફોલા પડે. તરણું સરખુંએ બીછાનામાં આવે તોએ તારા શરીરમાં ખુંચે ને જરાએ નિન્દ્રા ન આવે, એવી તારી કાયા જેણે કોઈ દિવસ જરાએ કામ કરેલું નથી, આખો દહાડો આનન્દમાં મહાસુખ મ્હાલતી તેના દિવસો હવે કેવી રીતે જશે ! પતિનો વિયોગ કેમ સહેવાશે ! દેરાણી જેઠાણીના હાસ્ય વિનોદ, સગા સમ્બન્ધીઓની આનંદની લહેર, સાહેલીઓના મનરંજન આનંદના ઉમળકા તારાથી કેમ ખમાશે ? તારૂં કાળજું ખવાઈ જશે. તારૂં શરીર રવડી રઝળી સુકાઈ સુકાઈ બળી બળી છેવટ માટીમાં મળી જશે. અરેરે ! એ બધું મારાથી કેમ સહન થશે ! એવા જીવતર થકી મરવું શાને ખોટું ? અરેરે ! મારી કાયા કંપે છે. સુખ તો બધાં સ્વપ્નરુપજ થયાં ! તે હતાં નહોતાં એમજ જ-

ણાય છે, મરવું મરવુંને મરવુંજ આ કાયાનો વિનાશ કરવો કે પછી કાંઈ દેખવુંએ નહિ ને દાઝવુંએ નહિ. હવે અન્ત નજીક આવ્યો છે. ચાલ આજ બારીએથી પડતું મુકું. અરેરે! ધબાકો થશે ને કોઈ જાગી ઉઠશે તો વળી પ્રાણ નહિ જાય ને લાંબા વખત સુધી પછડાટનો માર સહન કરવો પડશે. કૂવામાં પડવા જવાને માટે માર્ગ નથી ત્યારે શું કરૂં ? દોરડું બાંધી ગળે ફાંસો ખાઉં. હા એજ ઠીક છે।

રતનચંદ— આ કોણ મુસ્કા ખાયછે, જરા કોઈ બારણું ઉઘાડો તો.

ગુલાબ— ( જાગીને ) બાપુ એતો આપણી લક્ષ્મી છે. તમે સવારના બહાર ગામ ગયા હતા, તે હજુ હમણાંજ આવ્યા છો, જેથી તમોને ખબર નથી. આજેજ સ-વારે વનીચંદ ભાઈ પાણીમાં ડુબી ગુજરી ગયા અરેરે ! પ્રાણથકી અતિ વ્હાલી લક્ષ્મી ત્હારૂં દુઃખ જોઈ મારૂં હૈયું ભરાઈ આવે છે, મારૂં શરીર થરથર કમ્પે છે. અરે ત્હારી મન મોહન આકૃતિ, તારી મીઠી મધુર વાણી, તારૂં સુંદર શ્વેત ગુલાબી મુખડું, તારી હંસ જેવી ચટકતી ચાલ તારી લાવણ્યતા, તારાં ગીતડાં, તારો હાવ ભાવ, તારી કોમળતા, તારી ચં-ચળતા મારા પ્રત્યેનો પ્રેમભાવ, એ સર્વ યાદ આવી

મારૂં અન્તઃકરણ બાળે છે. અરે ! મારા બાપરે ! અરે મારી બેનડીરે !

પ્રેમકુંવર– અરે ! અરે !! બાઈ શામાટે રડેછે ?

ગુલાબ– માજી મને લક્ષ્મી સાથેની રમતો યાદ આવેછે. હવે હું કોની સાથે રમી હાસ્ય વિનોદમાં મારો વખત નિર્ગમન કરીશ ? બાપરે મુઆઉંછુંરે ! બાપલિયા !

પ્રેમકુંવર– ( છાતી સાથે દાબીને ) એમાં રડેછે શાની ? આ- ગુલાબને છાની રાખોને ! જરા અહીં આવોને !

રતનચંદ– મને કોઈ બોલાવોમાં ! મારૂં મન સ્થિર નથી ।

પ્રેમકુંવર– તમે આટલા બધા શાના વિચારમાં ગુંથાયા છો ? જરા આંહી આવો. ગુલાબને છાની રાખવામાં તમોને શું તકલીફ પડેછે ?

રતનચંદ– વધારે લવારી ન કર ! એક પાટું મારીશ તો તારા પ્રાણ કાઢી નાંખીશ. એક વખત કહ્યું છતાં લવલવ કરવું તે શું ?

પ્રેમકુંવર– એમાં મેં શું કહી નાખ્યું ! શામાટે આજ આટલા બધા ગુસ્સે થાઓછો ! આજકાંઈક નવા જુનું બન્યું હોય એમ જણાયછે. લ્યો ! હવે, કાંઈ નહિ કહીએ. ગુલાબ છોને રુવે ।

રતનચંદનું મન અસ્થિર હતું, તે આપણે જાણીએ છીએ. તેના પેટમાં અગ્નિ સળગતી હતી. આદુનિયા ને તે છેલ્લીવારે

નિહાળતો હતો અને તેથી આખી રાત તેને નિદ્રા આવી નહિ. સવાર થતાંજ ઉતાવળથી દાતણ પાણી સ્નાન વિગેરે કરી બહાર બજાર તરફ ચાલ્યો ગયો. બજારમાં જતાં બડા બજાર (હરીસન રોડ) તેને બંધ જણાઈ તેથી તે અફીણ ચોરસ્તે પસારીની દુકાનની શોધ માટે ગયો. ત્યાં પોલીસો લાકડીઓનો ઉપયોગ કરી દુકાન બંધ કરાવતા જણાયા. તે ભયમાં પડયો કે આજે કાંઈ તોફાન તો નહિ હોય ? અને તેથી દુકાનદારોએ પોતાની દુકાન ઉઘાડી ન હોય ! પરંતુ આ પોલીસો શું કરેછે ? તે તેને સમજાયું નહી, તેથી પોલીસની કને જઈ પુછયું, કે, ભાઈ ! આજે બજાર શામાટે બંધછે ? તેઓએ જવાબ આપ્યો કે આજ મહારાણી વિકટોરિયાએ સ્વર્ગવાસ કર્યો છે, અને તેથી તેના માનમાં હડતાલ પાડવામાં આવેલ છે. શેઠજી તો વિચારમાં પડી ગયા. હાય ! હવે શું કરવું ? સોમલ તો મળશે નહિ ત્યારે શું કરવુ !



## ॥ પ્રકરણ ૨ જું ॥

### મડાને મીંઢાળ.

સુર્યાસ્ત પછી ઝળઝળીયું થોડીવાર રહી અદ્રશ્ય થયું, રાત પડી ને અંધકાર સર્વત્ર ફેલાઈ ગયો, પક્ષીઓ માળામાં નિદ્રાવશ થયાં, બજારનો કોલાહલ મંદ પડતો ગયો, ને આકાશમાં એક પછી એક તારાઓ પ્રકાશવા લાગ્યા. આ સમયે કાશીપુરી પાસે આવેલી ગંગા નદીના ઘાટ નજદીક એક હવેલીમાં આનંદ મંગળ છવાઈ રહેલો હતો; લોકો અહીંથી તહીં દોડધામ કરી રહ્યાં હતાં; સ્ત્રીઓ મધુર સ્વરે ગીતો ગાઈ રહી હતી, પકવાન, મીઠાઇ વિગેરે ભોજન ઉડી રહ્યાં હતાં; ઢોલ, નગારાં, ત્રાંસાંની સાથે એક બેંડ પણ વાગી રહ્યુ કાને સંભળાતું હતું આવા આનંદનીય પ્રસંગે તે હવેલીના અગ્ની ખુણાની એક કોટડીમાં પંદર વરસની એક લાવણ્યવતી તરુણી ઉદાસીન ચહેરે બેઠેલી હતી. તેણીએ રેશમી પોશાક પહેરેલો હતો, ડોકમાં ઘરેણાં હતાં, કપાળમાં ચાંલ્લો હતો. આમ શણગારેલી છતાં આંખમાંથી આંસુ ટપકતાં હતાં; ક્ષણે ક્ષણે નિશ્વાસ નાંખી રહી હતી, લમણે હાથ મૂકી નસીબને દોષ દેતી હતી; ભવિષ્યમાં તેણીનું શું થશે તથા આખી જીંદગી કેમ ગુજરશે ! તે સંબંધી તેણીને ચિંતા થતી હતી. દુઃખના આવેશમાં તેણીથી બોલાઇ જવાતું હતું કે.—

"અરે વ્હાલા પિતા ! જે બાળકીને છાતી સાથે દાબતા, લાડ લડાવતા, માગ્યું આપતા, આનંદથી રમાડી સુખ મહાલતા, તે બાળકીની શી વલ્લે કરી ! એ વ્હાલ કયાં ગયું ! એ લાડ કેમ નાશ પામ્યાં ! એ હૃદય કેમ બદલાયું ! દોષ વિના દુશ્મનાઇ કેમ જન્મ પામી ! ગાયને બચાવનારા તે દીકરીના હિંસક કેમ બન્યા ! દયાળુનાં હૃદય શા કારણે દુષ્ટ થયાં ! અરે પિતા ! તમે સુતા છો કે જાગો છો ! જે પ્રસંગ તમારી લાડકડી દીકરીનો સુખમય ને સર્વોત્કૃષ્ટ ગણાય તે પ્રસંગ તેને ઝેરમય કેમ લાગે છે ! પુત્રીને પાળી પોષી મોટી કરી તે શું આ કૃત્યને માટે ? આ દયા કે કૃતઘ્નતા ? ઉપકાર કે અપકાર. આ લાડ કે માર. આ સુખ કે દુઃખ ? અરે વ્હાલા પિતા ! તમારી સામાયિક કયાં ગઈ ! દયાનો ઝરો કેમ સુકાણો ? પ્રાયશ્ચિત રુપ પ્રતિક્રમણ કયાં ગયું ! જન્મતાંજ દુધ પીતી કરી હોત તો આ દુઃખ જોવાનો પ્રસંગ આવત નહિ ! અરે પિતા ! કયા જાઉં ? અવતાર અબળાનો છે. દુઃખ સહન થતું નથી. જરા રહેમ કરો ! ને તમારી વ્હાલી પુત્રી ને બચાવો ! પિતા વિણ પુત્રીનો કોણ બેલી ! અરે વ્હાલા પિતા ! બે ગુન્હા શિક્ષા ન થવી જોઇએ; તમે જૈન ધર્મના એક રત્ન છો ! તેને આવું ન છાજતું અઘોર કૃત્ય કરી કુટુંબ તથા ધર્મને કલંક લગાડવું ન જોઇએ ! મડાને મીંઢોળ બાંધી પુત્રીને પહેરામણીમાં વૈધવ્ય આપી શું તમે તમારી જીંદગી સુખી થશે એમ ધારો છો ! અરે હાય ! હું ભુલી,

કોના મા ને કોના બાપ! આ બધી સંસારની સ્વપ્નવત્ બાજી છે; જેમેં કર્યાં તે મારે ભોગવવાં, બીજા ને દોષ શા માટે દેવો! વેર બાંધ્યા હશે તે આભવે ભોગવ્યા વગર છુટકો નથી નહિ તો પિતા શા માટે દુશ્મન બને?"

ઉપર પ્રમાણે તેણી હૃદય વિલાપ કરેછે, એટલામાં કોઈ સ્ત્રી જેવું પોતાની તરફ તેણીએ આવતું જોયું. આ માણુસ સ્ત્રીના પોષાકમાં (લેબાસ) પુરુષ હતો, તેનું નામ પુનમચન્દ હતું, તે બી. એ. ની પરીક્ષામાં પાસ થયેલો હતો અને પડોશમાં રહેનાર શેઠ જગદુમલનો દીકરો થતો હતો. આ વિલાપ કરતી કન્યાને નાનપણથીજ તે પીછાનતો હતો, તેમ તેણીની સાથે તેને વારંવાર વાર્તાલાપ પણ થતો હતો. એક વૃદ્ધ સાથે તેણીનાં લગ્ન થતાં જોઈ તે ઉશ્કેરાઇ ગયો હતો, અને પોતાના મિત્રોની સલાહ મેળવી, તેણીને નસાડી, બચાવવા તે આ વખતે સ્ત્રીનો પોશાક પહેરી આવ્યો હતો. અન્દર દાખલ થતાંજ તેણે કહ્યું "હું સ્ત્રીના પોશાકમાં છું, તમે મને ઓળખી શકોછો. તમારા ઉપર આવી પડેલી આપત્તિમાંથી તમોને બચાવવા હું આવ્યો છું, ઇચ્છા થતી હોય તો ચાલો મારી સાથે હું તમોને મારા મામાને ત્યાં તેડી જઇશ. તેમનું મકાન એવડું તો ગંજાવર અને એકાંતવાસી છે કે કોઇને તમારો પતો લાગશે નહિ, અને ત્યાર બાદ આ ધમાલ પુરી થયે તમો બહાર આવી તમારા

પિતાને મળજો. તમારા પિતાશ્રી તમારા આ પગલાથી નારાજ થાયને તમારો સત્કાર ન કરે અથવા તો તમારા ઉપર બીજી કોઈ આફત આવી પડે તો દરેક તરેહની મદદ આપવા હું તૈયાર છું એટલુંજ નહિં પરન્તુ યોગ્યવર સાથે તમારાં લગ્ન પણ મારેજ ખર્ચે કરાવી આપીશ."

તરુણી આ પુનમચન્દને સ્ત્રીના પોષાકમાં પ્રથમ દેખતાં ભયભીત થઈ ગઈ હતી. પરન્તુ પાછળથી તેના માયાળુ શબ્દોથી તેણીને આશ્વાસન મળ્યું હતું. પુનમચન્દની સ્ત્રી હમણાંજ મરી ગઈ હતી. અને તે પોતાના જેવી બીજી એક ભણેલીની શોધમાં હતો. તેણી તેને હૃદયથી ચાહતી હતી. તેના જેવો તેને પતિ મળે તો કેવું સારૂં એવા તેના હૃદય પટ ઉપર ઉર્મિના ઉછાળા આવી જતા હતા. કારણ કે પોતે પણ ભણેલી અને રુપાળી હતી, તેમ તે પોતાને ગુણવાન પણ સમજતી હતી. આવા બારીક સમયે પણ એકાંત વાસનો પ્રસંગ આવી મળતાં તેણીએ મોહ જાળ પાથરવા ઇચ્છા કરી. આંખથી કટાક્ષ મારી શરીરને મરડી મચડી લટકું કરી તેણીએ મર્મમાં કહ્યું તમો મારો કર બરાબર પકડો તો હું આવું, પરન્તુ આ મર્મનું વાક્ય પુનમચન્દ સમજી શકયો નહિ, અને તેણે ઉત્તર વાળ્યો કે તમો જરાયે ગભરાઓ નહિ, તમારો કર એટલોતો મજબુત પકડી

વાબ આપ્યો કે એમ કર પકડવાથી પણ તમે મને છોડી દેશો તેનો મને ભય રહેછે, પરન્તુ ભોળા દિલનો પુનમચન્દ હજુ પણ આ માર્મિક વાકયો સમજી શકયો નહિં ને તેણે ઉત્તર આપ્યો કે "તમે ગભરાઓ માં. મને મદદ કરનારા ઘણા છે." તરૂણીને ખ્યાલ આવ્યો કે આ મર્મના ભેદને તે હજુ સમજી શકયા નથી. હૃદય જણાવી દેવામાં વિલમ્બ કરવા જેટલો હમણાં સમય નથી. કારણ કે વખતે કોઈ આવી જાયતો ! અને તેથી નીચી દૃષ્ટી કરી જરા ગંભીર ચહેરે તેણીએ કહ્યું કે "મને કશી જાતની અડચણ આવે યા ન આવે તોપણ આપે મને આપની દાસી કરી રાખવી ! તેવું વચન આપો તો હું સાથે ચાલુ" એમ કહી જરા મોં મલકાવી તેણી ફરી બેઠી. પુનમચન્દ હવે રહસ્ય સમજ્યો. દેખાવડી તેમ તેણી ભણેલ પણ હતી એમ તે પ્રથમથીજ જાણતો હતો, અને તેવીજ સ્ત્રીની તે શોધમાં હતો એમ તેને અત્યારે ભાન આવ્યું; તરતજ તેના હૃદયમાં પ્યારના અંકુરો ફુટી નીકળ્યા. તે જરા શરમાઈ ગયો, હૃદય આનન્દથી ઉભરાઈ આવ્યુ, ઘડીકવાર તો તે સ્તબ્ધ થઈ બેઠો ને જરાએ બોલાયું નહિં, પરન્તુ સમયે તેને શુદ્ધિ આપી ને તે બોલ્યો કે "મનોહર દેવી ! તમે જેમ કહેશો તેમ કરવાને હું અન્તઃકરણથી વચન આપી બંધાઉં છું. પરન્તુ આ સમય આનન્દના અરસપરસ ઉમળકામાં વિલમ્બ કરવા જેવો નથી. લ્યો ! આ એક હું તમારા વાસ્તે ઓઢવાનુ કપડું લાવ્યો છું, તે ઓઢીલ્યો ! ને સત્વર

મારી સાથે ચાલો !" તે તરૂણીએ કપડું ઓઢી લીધું. તુરત બંને ઉઠી ઉભાં થયાં ને થોડી વારમાં અદ્રશ્ય થઈ ગયાં.

તેઓના રવાના થયા બાદ તે તરુણીની જનેતા તેને એકાદ દાગીનો વધારે પહેરાવવા તે કોટડીમાં આવી, પરન્તુ ત્યાં કોઈ મળે નહિ તેણીએ ધાર્યું કે તેણી આસપાસ ગઈ હશે, અને તેથી હમણા આવશે એમ સમજી જરાવાર રાહ જોતી બેઠી, પરન્તુ તરૂણી તો આવીજ નહિ. તેથી તેણી તેને શોધવાને બીજા ઓરડામાં ગઈ, પણ કોઈ જગ્યાએ તેનો પતો લાગ્યો નહિ, તેથી તે વિચારમાં પડી, કલ્પિત વિચારો આવવાથી તે ગભરાણી ને અહિંથી તહિં દોડતાં ને હાંફલ ફાંફલ કરતા પોતાના પતિને ખબર કરી કે "પુત્રી દેખાતી નથી" સૌ કોઈ શોધવા લાગ્યાં ને શોકાતુર વાતાવરણ ફેલાવા લાગ્યું. શરણાઈ વાજાં બંધ થતાં લોકોમાં પુછપરછ ચાલી, ગામ ગપાટાએ સપાટો કર્યો, ને જીવતી જાહેર ખબર બધે પસરી ગઈ. કોઈ કહે કે તે સતી જેવી હતી ને તેથી તે સત્‌ની શક્તિ વડે અદ્રશ્ય થઈ ગઈ, કોઈ કહે કે તે કૂવામાં પડી, ને કોઈ કહે તે નાસી ગઈ, ને કોઈ કહે તે પોલીસ પહેરા નીચેછે, ને કોઈ કહે કે તેણીના બાપે લોક ભયથી તેના વરને ત્યાં મોકલાવી આપી. આપ્રમાણે ભિન્ન ભિન્ન વાતો શેરીએ શેરીએ ને ગલીએ ગલીએ ચર્ચાવા લાગી. લોકોનાં ટોળે ટોળાં તેણીને ઘેર ભેગાં

થયાં, તેના બાપનું મોં ઉતરી ગયું ને તે ઝંખવાણો પડી ગયો. ધનની લાલચે તેણે દીકરીનો ભવ ખરાબ કીધો ને પોતાની આબરૂ ઉપર બટ્ટો બેસાડયો એમ તેને હવે સાફ જણાઇ આવ્યું તે ઘણો પસ્તાયો, ચોધારાં આંસુ પાડી રહ્યો ને દીકરી માટે વિ-લાપ કરવા લાગ્યો. વિલાપ કરતો કરતો બાવરાની માફક તે પુત્રીની આમથી તેમ શોધ કરવા લાગ્યો. લોકો ધૂળ ઉડાડવા લાગ્યા. શોધી શોધી થાકયો પરન્તુ પુત્રીનો ક્યાંઇએ પતો મળ્યો નહિ. લોકોના ખીજવાટથી તે કંટાળ્યો અને છેવટે ઘરમાં જઈ તેણે પોતાનું મોઢું સંતાડયું.

બીજી બાજુએ લોકોમાં હાહાકાર થઈ રહ્યો. ગલીએ ગ-લીએ અને શેરીએ શેરીએ લોકોનાં ટોળાં એકઠાં મળ્યાં. સૌ કોઈ પોતાને ફાવે તેમ બોલવા લાગ્યાં. કન્યા વિક્રય તરફ ચારે બાજુએથી તિરસ્કાર છુટયો. કેટલાક તો તે તરુણીના બાપની દયા ખાતા હતા જ્યારે કેટલાક તેમના ઉપર સખ્ત ગાળોનો વર-સાદ વરસાવતા સંભળાતા હતા. આ પ્રમાણે ગભરાટ ચાલી રહ્યો હતો તેવામાં કેટલાક જુવાનીઆ તો કહેવા લાગ્યા કે “ચાલો હવે ગામની બહાર કે જ્યાં જાને આવી પડાવ નાંખેલોછે, ત્યાં જઈ, વર રાજાની જરા ટોળ કરીએ.”

## ॥ પ્રકરણ ૩ જું ॥

### પુનર્લગ્ન.

ગત પ્રકરણમાં જણાવ્યા મુજબ કેટલાક જુવાનીયાઓ શહેર બહાર કે જ્યાં વરરાજા જાન સહિત પડાવ નાંખી પડેલા હતા ત્યાં આવ્યા. વરરાજાએ તેમને સન્માન આપી બેસાડ્યા અને ખુશી ખબર પૂછયા. થોડીક વારમાં આવનારા જુવાનીયાઓ ટોળ કરવાની શરુઆત કરવા એક બીજા તરફ આંખથી ઇશારા કરવા લાગ્યા. આખરે તેમાંનો એક બોલી ઉઠયો "વરરાજા ! આપતો ઘણી નાની વયના જણાઓ છો ને શું ! અમે તો ધારતા હતા કે આપ નેવું વર્ષના હશો". વર રાજાએ ઉત્તર આપ્યો કે "ભાઈ મારી ઉમર તો માત્ર ૪૦ વરસની છે પરન્તુ ગૃહ ને વેપારની જંજાળ ને લઈ જરા શરીર લથડી ગયેલું જણાય છે" બીજાએ મજાહ કરી કે શેઠજી તો શરીરે ઘણા મજબૂત છે." વરરાજાએ આ સવાલને નિભાવી લઈને જણાવ્યું કે "અમે જુના જમાનાનાં માણુસ છઇએ અને તેથી અમારાં હાડ મજબૂત જણાય છે પરન્તુ હાલના જમાનામાં હવે એવાં મજબૂત બાંધાનાં માણસો માલુમ પડતાં નથી". ત્રીજો જુવાનીઓ જેનું નામ કનકમલ હતું તેણે કહ્યું "શેઠજી ! આપની ઉમર કદાચ નાની તો હશે પરન્તુ શરીર હવે પરણી લગ્નની ફરજ

અદા કરવા જેવું રહ્યું નથી અને તેથી આપ ન પરણો અને પારકી કુમલી વયની દીકરીને દુઃખના કુવામાં ન ઉતારો તો ઘણું સારૂં".

શેઠજી— તમારી સલાહ બરાબર છે પરન્તુ કન્યા મારે ત્યાં જેટલી સુખી થશે તેટલી બીજે નહીં થાય કારણ કે મ્હારી જન્મ કુંડલી ઉપરથી જણાય છે કે મારી ઉમર ૯૭ વરસની એટલે હજુ હું ૫૭ વરસ જીવવાનો છું ઘરમાં પ્રભુ પ્રતાપે ધન ધાન પણ ઘણાં છે. આથી વધારે શું જોઇએ" ?

કનકમલ— આ બધું તો ઠીક છે, પરંતુ કજોડું થશે તેનું કેમ ?

શેઠજી—ગાંડા ભાઈ ! પ્રેમમાં કજોડું કહેવાય નહિ.

કનકમલ—કન્યા તમોને ચાહતી નથી અને તમારી સાથે પરણવા પણ તે માંગતી નથી તેનું કેમ વારૂ ?

શેઠજી—ભાઇ ! સૌ સારા વાના થશે. રુપિયા પાંચ હજાર આપ્યા છે તથા ન્યાતનાં ઘર ભર્યાં છે; કન્યાનું કહેવું ચાલે નહિ અને તેનો બાપ પરણાવવા ના પાડે તો માજન તેને ન્યાત બહાર કાઢે કારણ કે તે જ્ઞાતી નો ધારોછે.

કનકમલ—વારૂ ત્યારે જ્ઞાતીનો એમ પણ ધારો હશે કે કન્યાવિક્રય અને વૃદ્ધ વિવાહ કરવો અને મડાને મિંઢોળ બાંધી કન્યાને પહેરામણીમાં વૈધવ્ય આપવું.

શેઠજી—(જરા ખીજવાઈ તો ગયા તોપણ ગંભીર ચહેરો રાખીને) એવા કાંઈ ધારા હોતા નથી એ તો માત્ર પૈસાનીજ બલિહારી છે જેની પાસે પૈસા હોય તે તાના માના કરે, તેનું ખોટું સાચું કહેવાય, તેનો અન્યાય ન્યાય કહેવાય, તેની મૂર્ખાઈ ડહાપણ કહેવાય, લોકો તેની ખુશામત કરે ને વાહ વાહ પોકારે. ગરીબો તેના ભીખારી બને અને બેફાયદે આશાએને આશાએ મેહનત કરી ઘસાય. ભાઈ હું બધુંએ સમજું છું કે મારી ઉમર હવે પરણવા જેવી નથી, પણ લોકોનાં મેણાં ટેણાં સાંભળી મારાં સગાં વહાલાંએ મને કડવો આગ્રહ કર્યો, અને ઈચ્છા વિના મૂંગે મોઢે મારે પરણવા કબૂલ કરવું પડયું. આ બધું માત્ર દીકરાને માટેજ થાય છે. કોણ જાણે દીકરો થશે કે કેમ ? અને થશે તો તે ટાળશે કે કેમ ? વળી એ બધું જોવાને હું ભાગ્યશાળી થઈ શકીશ કે કેમ ? આ બધું તો વીતરાગ કેવળી જાણે. મેણાં ટેણાં સહન કરવાની મારામાં શક્તિ નહિ હોવાથી આ પ્રસંગ આવ્યો છે.

કનકમલ—પણ કન્યા નહિ પરણે તો તમે શું કરશો ? એ તો કહો.

શેઠજી—ભાઈ ! એ બનેજ નહિ. રૂપિયા અજબ ચીજ છે. તે ચાહે તે કરી શકે છે.

આ પ્રમાણે વાત વિનોદ ચાલે છે તેવામાં શેઠજીના કાનમાં કન્યા ગુમ થઈજવાની ખબર આપી. વરરાજા ચકિત થઈ ઝંખ-

અદા કરવા જેવું રહ્યુ નથી અને તેથી આપ ન પરણો અને પારકી કુમલી વયની દીકરીને દુઃખના કુવામાં ન ઉતારો તો ઘણું સારૂં".

શેઠજી— તમારી સલાહુ બરાબર છે પરન્તુ કન્યા મારે ત્યાં જેટલી સુખી થશે તેટલી બીજે નહીં થાય કારણ કે મ્હારી જન્મ કુંડલી ઉપરથી જણાય છે કે મારી ઉમર ૯૭ વરસની એટલે હજુ હું ૫૭ વરસ જીવવાનો છું ઘરમાં પ્રભુ પ્રતાપે ધન ધાન પણ ઘણાં છે. આથી વધારે શું જોઇએ" ?

કનકમલ— આ બધું તો ઠીક છે, પરંતુ કજોડું થશે તેનું કેમ ?

શેઠજી—ગાંડા ભાઈ! પ્રેમમાં કજોડું કહેવાય નહિ.

કનકમલ—કન્યા તમોને ચાહુતી નથી અને તમારી સાથે પરણવા પણ તે માંગતી નથી તેનું કેમ વારૂ ?

શેઠજી—ભાઇ ! સૌ સારા વાના થશે. રુપિયા પાંચ હજાર આપ્યા છે તથા ન્યાતનાં ઘર ભર્યાં છે; કન્યાનું કહેવું ચાલે નહિ અને તેનો બાપ પરણાવવા ના પાડે તો માજન તેને ન્યાત બહાર કાઢે કારણ કે તે જ્ઞાતી નો ધારોછે.

કનકમલ—વારૂ ત્યારે જ્ઞાતીનો એમ પણ ધારો હશે કે કન્યાવિક્રય અને વૃદ્ધ વિવાહ કરવો અને મડાને મિંઢાળ બાંધી કન્યાને પહેરામણીમાં વૈધવ્ય આપવું.

શેઠજી—(જરા ખીજવાઈ તો ગયા તોપણ ગંભીર ચહેરો રાખીને) એવા કાંઈ ધારા હોતા નથી એ તો માત્ર પૈસાનીજ બલિહારી છે જેની પાસે પૈસા હોય તે તાના માના કરે, તેનું ખોટું સાચું કહેવાય, તેનો અન્યાય ન્યાય કહેવાય, તેની મૂર્ખાઈ ડહાપણ કહેવાય, લોકો તેની ખુશામત કરે ને વાહ વાહ પોકારે. ગરીબો તેના ભીખારી બને અને બેફાયદે આશાએને આશાએ મેહનત કરી ઘસાય. ભાઈ હું બધુંએ સમજું છું કે મારી ઉમર હવે પરણવા જેવી નથી, પણ લોકોનાં મેણાં ટેણાં સાંભળી મારાં સગાં વહાલાંએ મને કડવો આગ્રહ કર્યો, અને ઈચ્છા વિના મૂંગે મોઢે મારે પરણવા કબૂલ કરવું પડયું. આ બધું માત્ર દીકરાને માટેજ થાય છે. કોણ જાણે દીકરો થશે કે કેમ? અને થશે તો તે ટોળશે કે કેમ? વળી એ બધું જોવાને હું ભાગ્યશાળી થઈ શકીશ કે કેમ? આ બધું તો વીતરાગ કેવળી જાણે. મેણાં ટેણાં સહન કરવાની મારામાં શક્તિ નહિ હોવાથી આ પ્રસંગ આવ્યો છે.

કનકમલ—પણ કન્યા નહિ પરણે તો તમે શું કરશો? એ તો કહો.

શેઠજી—ભાઈ! એ બનેજ નહિ. રૂપિયા અજબ ચીજ છે. તે ચાહે તે કરી શકે છે.

આ પ્રમાણે વાત વિનોદ ચાલે છે તેવામાં શેઠજીના કાનમાં કન્યા ગુમ થઈ જવાની ખબર આપી. વરરાજા ચકિત થઈ ઝંખ-

વાણુા પડી ગયા. વિનોદ વાતનો મર્મ સમજ્યા પરંતુ આવાં કામો તેમણે ઘણાંએ કરેલાં હોવાથી નહિ ગભરાતાં તે આવનાર સમ્બન્ધીને બીજી કન્યા શોધી લાવીને પણ ફેરા ફેરવી લેવાની ગોઠવણ કરવા સૂચના કરી અને ઉમેર્યું કે ગમે તેટલું ખર્ચ થાય તોપણ આબરૂ બચાવવી જોઇએ. પુછવાની રાહ નહિ જોતાં કોઈ પણ જગ્યાએ ચોકસ કરી લઈ લગ્ન અને સામૈયું તુર્ત સાથે લઈ આવવાની ભલામણ કરી. તે સમ્બન્ધીને તેમણે વિદાય કર્યો અને જો કે હૃદય ઉપર ક્ષોભ પડેલો હતો ખરો તોપણ તેને જરા દબાવી ને જાણે કાંઈ ન બન્યુ હોય તેમ દેખાવ કરી શેઠજી ફરીને વાર્તા વિનોદમાં સામેલ થયા.

કેટલીક વાર પછી વાજાં નગારાના અવાજ સંભલાયા. શેઠજી તે તરફ ડોકિયા કરી ટાંપી ટાંપી ને જોવા લાગ્યા ને વિચારવા લાગ્યા કે રખે પોતાનેજ માટે તે આવતું તો ન હોય અને હતુંપણ તેમજ ખરૂં !

પેલો માણસ કે જેને ઉપર જણાવ્યા મુજબ ગામમાં મોકલવામાં આવ્યો હતો તેણે આવા કોઈ અઘોર કૃત્ય કરનાર બ્રાહ્મણને શોધી કાઢયો. અને રૂપિયા ૫૦૦ નું વચન આપી કન્યાનું સાટું કરવા મોકલ્યો. આ બ્રાહ્મણ હમેશા આવા કામ કરતો હઈ બરાબર જાણતો હતો કે કોને ત્યાં કન્યાછે અને કોણ પૈસાનો અતિશય લોભી છે અને તેથી તુર્તમાં તેણે સાગ-

રમલ નામના ઓસવાલને ત્યાં જઈ રૂપિયા ૧૦૦૦૦ આપવાનું જણાવી કન્યાનું નકી કર્યું. અને કન્યા કે જે પાડોશીને ત્યાં બેઠી બેઠી ગુમ થએલી કન્યાનાં વખાણ કરતી હતી તથા પરણવા આવનાર વૃદ્ધ તરફ તિરસ્કાર કરતી હતી. તેવામાં તેના બાપ તરફનું તેડું આવતાંજ માતાએ તેને ચાંલ્લો કર્યો અને સારાં સારાં આભૂષણ તથા ઘરેણાં પહેરાવ્યાં. નિર્દોષ બાળકી કશુંએ સમજી નહિ તેમ અભણ હોવાથી સબબ પુછવાની તેણીએ તકલીફ લીધી નહિ. કેટલાક વખત પછી વરવાજા ચોરીએ પધાર્યા અને કન્યાની પણ ત્યાં તુરત પધરામણી કરી. જલ્દી ફેરા ફેરવી નાંખ્યા. ફેરા ફરતી વખતે તેણીને માલૂમ પડયું કે જે બુઢ્ઢાનો તે તિરસ્કાર કરતી હતી અને જેના પંજામાંથી એક કન્યા હમણાંજ નાસી ગઈ છે તેજ બુઢ્ઢા સાથે તેણીના બાપે તેણીને પરણાવી આપીછે. ફેરા ફરતી વખતે તેણીને માલુમ પડી જવાથી તેણી શોકાતુર થઈ ગઈ. આંખમાંથી ચોધારાં આંસુ ટપકી રહ્યાં હતાં. પરંતુ ગભરાટમાં અને અભણ દશામાં શું કરવું તે તેણીને સુઝ્યું નહિ. ફેરા ફરી રહ્યા પછી તેણીને ઘણો પસ્તાવો થયો અને તેણીને વિચાર આવ્યો કે હું શામાટે ભાગી નછૂટી ?. શામાટે ફેરા નહિ ફરવા હઠ ન કરી ? શામાટે અઘોર કૃત્ય કરનારાં માબાપ સાથે ન લડી ? એવા અનેક તરંગો તેણીના હૃદયપટ પરથી ઉઠવા લાગ્યા. ઘડીકમાં તેણી ગભરાઈ

ફડી પેડતી. ઘડીકમાં જી'દગીને ખતમ કરવાના વિચાર પર તેણી આવતી. આ પ્રમાણે શોક કરેછે તેવામાં બીજી બાજુએ આ લગ્નની ખબર આખા શહેરમાં પડતાં સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. ઘણા જુવાનીઆ ચીડાઈ ગયા પણ વિવાહ પુરો થઈ ચુકયો હોવાથી કરે શું ? તે અભાગણી કન્યાને માટે દીલગીરી જાહેર કરવા અને બુઢ્ઢા વરને ગાળો દેવા લાગ્યા. એટલામાં એક અણધાર્યો બનાવ બન્યો અને સુધરેલા લોકોમાં ઘણોજ ખીજવાટ પેદા થયો. બીજે દિવસે સવારમાંજ તે વરરાજાને અચાનક કોલેરા થઈ આવ્યો. ડાકતરોને બોલાવી ઘણી સાર- વાર કરવામાં આવી, પરંતુ તેને આરામ થવા પામ્યો નહીં અને બપોર પછી તે વરરાજાનો જીવ આ ફાની દુનિયાને છોડી સ્વર્ગમાં ચાલ્યો ગયો. આ બનાવથી લોકોઘણા ઉશ્કેરાયા અને કેટલાકે તો દોડી જઈ લાસ હજુ તો ઘરમાં પડી છે, છતાં કન્યાના બાપને એટલો બધો માર માર્યો કે બાપડો ત્યાંથી ઉઠીજ શકયો નહિ. લાસની દહન ક્રિયા થઈ રહ્યા પછી સુધરેલા લોકોએ એક સભા કરી અને કન્યાને તેના ધણીનો જરાએ સ્પર્શ નહિ થ- એલ હોવાથી તેણીને ફરી પરણવાની રજા આપવા મહાજન ભેગું કર્યું. મહાજન ભેગું થયું. અને સવાલ જવાબમાં બહુ રસાકસી ચાલી. જુવાનીઆઓએ તો જણાવી દીધું કે જો આ કન્યાને ફરી પરણાવવાની રજા નહિ મળશે તો માજનનું માન રહેવા પામશે નહિ અને બધું બંધારણ તુટી જશે. વૃદ્ધ

સાથેનાં લગ્નનો કર લેવા મહાજન જરાપણ આનાકાની કરતું નથી, તેમજ કન્યા વિક્રયનો અને વૃદ્ધવિવાહનો અટકાવ કરવામાં માજને જરા પણ પ્રયાસ કરેલો નથી અને હમણાંજ આ કન્યા ને તેણીનો પતિ ચોરીમાંજ મરણ પામવાથી અકુદરતી વૈધવ્ય પ્રાપ્ત થાયછે. વળી તેણીએ તેણીના પતિનો સ્પર્શ પણ કરેલો નથી અને તેથી તેણીને ફરી પરણવાની છૂટ મળવી જોઇએ અને તેમ કરવા દેવામાં નહિ આવે તો જ્ઞાતિમાં ખચિત ફાટ ફુટ પડશે અને ઝગડાનું મુળ હમેશ ને માટે દાખલ થશે માટે સમજી વિચારી કામ કરશો. એક ડાહ્યા વૃધ્ધે જવાબ આપ્યો કે મહાજન કદાચ ફરી પરણવાની તેણીને છુટ આપે તોપણ એક વખત પરણેલી કન્યાને કોઇ પરણશે કે કેમ તે સવાલ છે ! અને મહાજને પરવાનગી આપ્યા પછી તેણીને કોઇ પરણે નહિ તો તેમાં મહાજનનું માન શું રહે ? એ સમયે પૈસાદાર અને ખાનદાન કુટુંબના એક જુવાનીઆએ આગળ આવી જણાવ્યું કે મહાજન રજા આપેતો તે કન્યા પરણવા હું તૈયારછું. આ ઉપરથી મહાજને પોતાનું માન જાળવવા અને જ્ઞાતિમાં ફાટ ફૂટ નથવા ઇચ્છા વિરુદ્ધ પણ પરવાનગી આપી. બીજે દીવસે મોટી ધામ ધુમથી તે કન્યાનું પુનર્લગ્ન કરવામાં આવ્યું. આ પ્રસંગે કન્યા નો દુઃખમાં થી છુટકારો થવા માટે કેટલાકને હર્ષનાં આંસુ આવ્યાં અને ઘરે ઘરે આનંદ મંગળ છવાઈ રહ્યો.

## પ્રકરણ ૪ થું.

### સમાજ સુધારો ને સનાતન જૈન સમ્મેલન.

પહેલા પ્રકરણમાં આપણે વાંચી ગયા છીએ કે શેઠ રતનચંદ બજારમાંથી સોમલ ખરીદી આપઘાત કરવાની ઇચ્છાથી ઘર બહાર નીકળી ગયા હતા, અને શહેરમાં હડતાળ હોવાના સબબથી તમામ દુકાનો બંધ માલુમ પડતાં તે ગભરાઈ ગયા હતા. કે હાય હવે શું થશે ? સોમલ તો મળશે નહિ ! પાછળથી તેને યાદ આવ્યું કે "આજે બેંકો પણ બંધ હોવી જોઇએ," તો પણ ખાતરી કરી લેવાને રસ્તે જતાં એક પોલીસ ઑફીસરને તેમણે પુછયું કે "સાહેબ ! આજે હડતાળ હોવાથી બેંકો પણ બંધ રહેશે કે કેમ ?" તે અમલદારે જવાબ આપ્યો હા, તેમાં શું નવાઈ? બેંકો પણ બંધ રહેવીજ જોઈએ." આ ઉપરથી તે તે દિવસને માટે નિર્ભય સમજી એક દિવસમાં બની શકે તેટલી મોજમજા ભોગવી લેવા તથા ખુણે ખચકે પડી રહેલી દોલત ભેગી કરી ખાનગી રીતે પોતાના કુટુંબના ભરણ પોષણનો બંદોબસ્ત કરી લેવાના વિચારથી તે પાછા ફરી ઘેર આવ્યા, હમેશના નિયમ મુજબ ઘરમાં ચા તૈયાર થયો હતો તે પીવા બેઠા. પોતાની પુત્રીને પણ પાસે આજે બોલાવી અને સાથે ચા પીવા પોતાના હાથથી પ્યાલો આપ્યો. થોડી વારે દરવાજા બ-

હાર આવેલા એક તાર વાળા પાસેથી તાર લઈ દરવાન અંદર આવ્યો, અને શેઠના હાથમાં આપ્યો. તાર ફોડી વાંચતાં માલુમ પડયું કે મોરીસથી નીકળેલાં ખાંડ લાવનારાં વહાણો, જે ઘણા વખતથી ગુમ થઇ ગયેલાં હતાં, તે કરાંચી જઇ પહોંચ્યાં છે, અને પુરતો ભાવ આવતો હોવાથી તેમનો કરાચી ખાતાનો મુનિમ વેચી નાંખવા મંજુરી માગેછે. શેઠજીનું હૃદય આનંદથી ભરાઈ આવ્યું. ચહેરા પર નવીન રોશની ચડી આવી. એક પ્યાલો વધારે ચા મંગાવ્યો અને તુરત તારનો જવાબ મોકલી આપી જણાવ્યું કે " મળતા ભાવથી ખાંડ વેચો અને તુરત પાંચ લાખ રૂપિયા મોકલો." ખાંડનાં વહાણો આવી પહોંચવાના સમાચાર દેશો દેશ ફેલાઈ ગયા અને શેઠના સંબંધીઓને ખબર મળતાં કેટલાક તો વધામણી આપવા શેઠને ત્યાં આવ્યા. શેઠે તેમનો હર્ષ ભેર સતકાર કર્યો, અને ચાના પ્યાલા મંગાવી પીવા આપ્યા; સાથે તાજી જલેબી અને થોડોક મેવો પણ મંગાવી આપ્યો. આવેલા પરોણા સાથે શેઠજી વાત ચીત કરેછે એટલામાં દરવાને આવી બીજો તાર શેઠના હાથમાં આપ્યો. તાર ખોલી વાંચી જોતાં માલુમ પડયું કે તે તાર વિમા કંપનીનો હતો, કે જેણે શેઠજીની બળી ગયેલી દુકાન અને માલની નુકશાની તરીકે ઠરાવેલ વિમાના રૂપિયા સવા લાખ આપવા જણાવ્યું હતું. આ વખતે શેઠજીના હર્ષનો પાર રહ્યો

નહિ, કારણ કે તે મનમાં સમજતા હતા કે તે દિવસે હડતાલ નહોત તો પોતે ક્યારનાએ સ્વધામ પોંચી ગયા હોત. તેની આંખમાં હર્ષનાં આંસુ ભરાઈ આવ્યાં. તે પ્રાર્થના કરવા લાગ્યાકે "હે વીતરાગ! કર્મનો કાયદો અજબછે! આજ મેં શું ધાર્યું હતું અને કુદરતમાં મારે વાસ્તે શું નિર્માણ થયેલું છે. ખરેખર! આ પુન્યનોજ પ્રભાવ છે. કોઈ મહાન પુણ્યનો ઉદય થયો કે જેના પ્રતાપથી આ જીંદગી બચવા પામી છે, અને આ નિઃરસ સંસાર રસમય બન્યો છે. જે પુણ્યોદયથી મને આ બધું પ્રાપ્ત થયુંછે તેવુંજ પુન્ય કરવાની મને હમેશાં ઇચ્છા રહો!"

શેઠજીની આંખમાંથી આંસુ શામાટે ટપકતાં હતાં તે આવેલા સંબંધીઓ સમજી શકયા નહિ અને તેથી, "ખુશ થવાને બદલે આમ નિરાશ થવાનું શું કારણ છે" તે તેમણે પુછયું શેઠજીએ ઉત્તર આપ્યો કે તે સંબંધી બધું વૃતાંત હું પાછળથી કહીશ. શેઠજીએ તે દિવસે તમામ સગાં સ્નેહીઓને પોતાને ઘેર જમવા બોલાવ્યા. પ્રસંગ ઘણો આનંદમય હોવાથી ભોજન પણ સમયાનુસાર બન્યું. સૌ જમી રહ્યા બાદ શેઠે પોતાના ઉપર વિતેલો સર્વ વૃતાંત કહી સંભળાવ્યો. પરોણાઓ સાંભળી રડી પડયા. પ્રથમ શોકનાં ને પછી હર્ષનાં આંસુ લુતાં લુતાં શેઠના ભાગ્યની પ્રસંશા કરી સૌ કોઈ તેમને ધન્યવાદ દેવા લાગ્યા. શેઠજીએ પ્રતિ ઉતર આપી જણાવ્યું જે, "બંધુઓ! લક્ષ્મી અ-

ચળ નથી, આજે તે છે અને કાલે નથી, જીંદગીનું પણ તેમજ છે, અત્યારે આનંદ કરીએ છીએ, અનેક તરંગો ઘડી અનેક આશાઓ બાંધીએ છીએ, બીજી પળે શું થશે તે આપણે જાણુતા નથી. મારા ઉપર દુઃખ થવાનું મુખ્ય કારણ સટોજ છે. તેમાં મને સાત લાખ રુપિયાની નુકશાની નગઈ હોત તો આપઘાત કરવાનો મને કદી પણ વિચાર ન આવત. હવે આજથી સટાનો ધંધો નહિ કરવાને હુ વીતરાગની સાક્ષીએ તમારી રુબરુમાં સોગંદ લઉં છું અને મળેલ મારી મીલકતમાંથી બાર લાખ રુપિયા પુણ્યના કામમાં ખર્ચવા માગુંછું, પરંતુ તેનો સદુપયોગ થવા માટે કયા અને કેવે રસ્તે વાપરવા તે સંબંધી હું આપની સલાહ લેવા ધારૂં છે જો કે તમે બધા વેપારી વર્ગના હોઇને વધારે વખત ભાગ્યે મળી શકે તેમછે છતાં, આજે થોડા વખત આપ મારે ત્યાં વધારે રોકાશો તો હુ આપનો ઘણો ઉપકાર માનીશ.

બાર લાખ રુપિયા જેવડી મોટી સખાવતનો સદુપયોગ કરવા માટે સૌ કોઇ આનાકાની કર્યા વગર ત્યાંજ બેસી રહ્યા અને આપસ આપસમાં વિચાર કરવા લાગ્યા. છેવટે એક ડાહ્યા પુરૂષે કહ્યું.

"ભાઇઓ ! દુનિયામાં દરેક માણુસ થોડે યા વધારે અંશે નીતિ પાળે છે, અને દયા રાખે છે. જેટલે દરજે તેઓ નીતિ

પાળે છે અને દયા રાખે છે તેટલે દરજે તે જૈન છે અને જૈન તરીકે તેઓ આપણા બંધુઓ છે. એટલે તે બધા તરફ આપણી શું ફરજ છે તે આપણે બજાવવી જોઇએ, પરંતુ આ જગત્ બહુજ મોટુ છે અને આપણે તો પામર જનો છઇએ, વળી તમામ તરફ આપણી ફરજ પણ આપણે બજાવી શકીએ તેવી સ્થિતિમાં આપણે નથી. હમણા તો માત્ર જે ખુલ્લી રીતે જૈન તરીકે પોતાને ઓળખાવેછે તેઓ તરફ કિંચિત્ માત્ર પણ ફરજ બજાવવા આપણે પ્રયાસ કરવો જોઇએ છે. આપણા સ્વધર્મીઓ હમણા પૈસે ટકે ઘણા ઘસાઈ ગયા છે. વિદ્યાનો પ્રચાર થતાં, પરદેશીઓનું આવા ગમન થતાં, હુન્નર ઉદ્યોગમાં બીજી પ્રજાઓ ઘણીજ આગળ વધી જતાં અસલનો વેપાર આપણા હસ્તક રહેવા પામ્યો નથી અને પ્રતિદિન હરીફાઈમાં આપણે પછાત પડતા જઇએ છીએ માટે આપણાં બચ્ચાંઓને ઘટતી કેળવણી આપી વેપારની હરીફાઈ માટે આપણે તેમને યોગ્ય કરવાં જોઇએ. બીજું આપણામાં વિદ્યાના અભાવે જુના રિવાજ હજુ જેમના તેમ ચાલુજ છે. તે સારા નહોતા એમ હું કહેવા માગતો નથી તે બધા સારાજ અને આપણને હિતકારક હતા કારણકે સમય પરિવર્તન સાથે તેઓનો જન્મ થતો આવ્યો છે પરંતુ હમણા તે જમાનો પણ બદલાઈ ગયો છે અને હવે સમયાનુસાર રિવાજ ચાલુ કરવાની જરુર છે.

"આ રિવાજમાં એક બાળલગ્નનો રિવાજ છે તે ઘણો દુષ્ટ અને સેંકડો કુટંબોનો નાશ કરનારો છે બાળલગ્નથી પ્રજા નબળી થાય છે જેનો અંત જલદી આવે છે તેમજ કાચી વયમાં લગ્ન થવાથી મરણ પ્રમાણ વધેછે અને ઘણીજ સ્ત્રીઓને વૈધવ્ય પ્રાપ્ત થાય છે. આ વિધવાઓ પોતાની જીંદગી દુઃખમાં ગાળી પાછળ કુટુંબને શુન્ય રૂપમાં મેલી જાયછે. આ પ્રમાણે આદુષ્ટ રિવાજ સેંકડો કુટુંબોનો નાશ કરેછે. તે રિવાજ જેમ બને તેમ જલ્દી નાશ થવો જોઇએ છે, અને વૈધવ્ય પામેલી સ્ત્રીઓને માટે નિભાવ અને ધાર્મિક શિક્ષણનો બંદોબસ્ત કરવો જોઇએ કે જેથી તેઓની જીંદગી નચિંત અને ધર્મ ધ્યાનમાં વ્યતીત થાય."

"જુદા જુદા પ્રાંતમાં અકેક બાલાશ્રમ અનાથાલય અને હુન્નરઉદ્યોગની અકેક સંસ્થા ખોલવી જોઇએ કે જે વડે રખડતા અને દુઃખ પામતાં માબાપ વગરનાં છોકરાંઓ બાલાશ્રમનો લાભ લઈ જીંદગી ને સુખી બનાવે. નિરાધાર જેવાં કે અપંગ ચક્ષુહિન આદિ અનાથાલયના આધારથી કુદરતી દાવાનળ દુઃખમાંથી મુકત થાય અને નિરૂદ્યમી લોકો હુન્નરોદ્યોગશાળાનો લાભ લઈ પોતાના ગુજરાનનાં સાધનો પ્રાપ્ત કરી શકે, વળી ધાર્મિક અભ્યાસ માટે એક પાઠશાળાની પણ જરૂર છે કે જેમાં ભણી ગણી તૈયાર થયેલા આપણા સ્વધર્મી પંડિતો

આપણને આપણાં ધાર્મિક અને વ્યવહારિક કાર્યમાં મદદ કરતા રહે. ધર્મનાં બીજ આપણાં બચ્ચાંઓમાં જન્મથીજ દાખલ કરતા જાય, આપણો ધર્મ ફેલાવવા પ્રયત્ન કરે, તેમજ આપણામાં ધાર્મિક શિથીલતા ન પેસવા પામે તેમાટે ઉદ્યમવંત રહે, આટલાં આપણી સ્થિતિ સાચવી રાખવાનાં માત્ર સાધન છે."

"આપણી પ્રજાને આપણે આગળ વધારવી હોયતો આપણે બધાએ જોડાઇ કામ કરવું જોઇએ, શેરો ભરાવી મોટી મોટી કંપનીઓ કરી દૂર દેશાવરોમાં વેપાર કરવા નીકળવું જોઇએ, વેપારની સગવડતા માટે ઠેકાણે ઠેકાણે આપણી બેંકો, મીલો, કારખાનાંઓ વિગેરે ખાતાં સ્થાપવાં જોઇએ, ગરીબોને લાભ આપી દેશાવરોમાં વેપાર અર્થે મોકલવા જોઇએ, ઉંચી કેળવણી માટે મોટી મોટી સ્કોલરશીપો આપી આપણા સ્વધર્મીઓને બેરીસ્ટરો, વકીલો, ડાકતરો, વિગેરે બનાવી કળા કૌશલ્યમાં પ્રવીણ કરવા જોઇએ."

"આ પ્રમાણે કરવામાં આવેતો આપણી કોમ ઘણી સુખી થાય એટલુંજ નહિ પણ બીજી કોમને પણ સહાયતા આપવા શકિતવાન થાય."

"આ કામ એક માણસનું નથી તેમ એક માણસથી થઈ શકે તેમ પણ નથી. વળી એકનું કરેલું હમેશાં નભતું નથી, એકથી તેનો

જન્મ થાય ખરો પણ બધાએ એટલે ધનવાનોએ ધનથી બુદ્ધિવાનોએ બુદ્ધિથી અને ગરીબોએ શરીર બળથી સહાયતા આપી તેમાં ભાગ લેવો જોઇએ છે ."

"હવે આ કામ પાર પાડવા સાથે મળી કામ કરવાની અને વિચારની આપલે કરવાની જરૂર છે અને તેમ કરવા માટે સંમેલન એક સૌથી સરસ સાધન છે. આપ સર્વ ભાઇઓનો મત મારી સાથે મળતો હોયતો હું દરખાસ્ત કરૂંછું કે આપણે એક સનાતન જૈન સંમેલન સ્થાપવું. તેનું આમંત્રણ શેઠ સાહેબ તરફથી આપવામાં આવે અને તેની દેખરેખ નીચે ઉપર જણાવ્યા પ્રમાણે એક પછી એક એમ આપણા ઉદયની સંસ્થાઓ ખોલતા જવું" પાઠક મહાશયો ને યાદ આપવાની જરૂર છેકે આ ગૃહસ્થ બીજો કોઈ નહિ પરંતુ પેલો પુનમચંદ બી. એ. હતો કે જે થોડા વખત અગાઉ કાશીપુરીમાં એક તરૂણીને તેણીના એક વૃદ્ધ સાથે થતા લગ્નને અટકાવી નસાડી લઇ ગયો હતો.

હાજર રહેલા સર્વ ગૃહસ્થોએ આ દરખાસ્તને ટેકો આપ્યો અને તે કામમાં યોગ્ય મદદ આપવા વચન આપ્યું. રતનચન્દ શેઠે પણ એ વાતને વધાવી લીધી અને બીજા ગૃહસ્થો તરફથી મદદનાં વચન મળવાથી પહેલા સનાતન સંમેલનને આમંત્રણ આપવા સ્વીકારી સૌ કોઈ આનંદના ઉભરા વચ્ચે વિસર્જન થયા."

## ॥ પ્રકરણ પાંચમું ॥

### ઝેરનો પ્યાલો.

સાયંકાલનો સમય હતો, ચરવા ગયેલાં ઢોર જંગલમાંથી પાછાં ફરતાં હતાં, રાત અંધારી હતી અંધારૂં જેમ જેમ વધતું જતું તેમ તેમ દીવાનો પ્રકાશ પણ વધતો ગયો, દેવળમાં આરતીઓ થવા માંડી, નદીના તટ ઉપર ઘોઘાટ બંધ થયો; પક્ષીઓ નિદ્રાવશ થયાં. એવા સમયમાં ગંગા નદીના તટ ઉપર આવેલી એક વિશાળ હવેલીમાં એક પુરુષ અને એક સ્ત્રી એમ બે માણસો ઉઠવાની તૈયારીમાં હોય એમ વાતો કરતાં જણાતાં હતાં. આજે તેઓના ચેહેરા ઉપર કાંઇક નાશરીનાં ચિન્હ માલૂમ પડતાં હતાં અને તેમની ભીની આંખ અને ઉતરી ગયેલ મોં ઉપર થી સાફ જણાંઇ આવતું હતું કે તેમનો આજે વિયોગ થવાનો છે. પુરુષે કહ્યું, "પ્રિયે ! આપણે સંસારમાં સુખી જીંદગી ગુજારવીછે અને તેથી સુખમાં નડતર કરનારાં વિઘ્નો ને દુર કરવાં જોઇએ. મેં તમોને તમારી સાથે લગ્નથી જોડાવા કોલ આપેલ છે પરન્તુ, તમારાં માબાપની સમ્મતિ ન મળે ત્યાં સુધી આપણાં લગ્ન કદી સુખદાયક નિવડેજ નહિ કારણ કે, તે હમેશાં વગોવાવા જેવું થાય અને લોકોના મહેણાં ટહેણાં સાંભળવાં

પડે તેથી અત્યારે તો તમે સુખેથી ઘેર જાઓ કારણકે હમણા બધુ શાંત થઈ ગયું છે અને વૃધ્ધ તો મરી ગયો છે. કદાચ તમારાં માબાપ તમારો સ્વીકાર ન કરે તો ખુશીથી અહિં પાછાં આવશો અને સત્કાર કરે તો તમારી ઇચ્છા તેમને જણાવશો અને તેઓ જેમ કહે તેમ કરશો. ચિન્તા કરશો નહિ. તમારાં માબાપની લોભી પ્રકૃતિ છે તે પણ સંતોષીને હું તમારી સાથે લગ્ન કરીશ. આ સાંભળી તરૂણીનાં હાજાં નરમ થઈ ગયાં ને ચેહેરો ફીકકો પડી ગયો. આફતમાંથી બચવાથી જે ખુશાલી ઉત્પન્ન થઈ હતી તે તદ્દન દિલગીરીમાં ફેરવાઈ ગઈ. તેણીને વિચાર આવ્યો કે માબાપ કને જઈ મોઢું શું બતાવવું ! તેઓ શું કહેશે ! સત્કાર ન કરે તો પાછું ક્યાં જવું ! પાછા આવવું કે શું કરવું ! તેના વિચારમાં તેણી ગભરાઈ ને થોડીકવાર સુધી તો કાંઈ બોલાયું નહિ પરન્તુ નિચું જોઈ ઉભી. આંસુ આંખમાંથી ટપકવા લાગ્યાં. કેટલીકવાર પછી તેણીએ કહ્યુ "વ્હાલા ! હવે ઘેર જવા કરતાં મરવું મને વધારે સારૂં લાગે છે." તે તરૂણે કહ્યું "મરવા કરતાં જીવવું હજાર દરજ્જે સારૂં છે તમોએ નીચ કૃત્ય કર્યું નથી પરન્તુ બીજી બાળાઓને માટે સારો દાખલો કરી બતાવ્યો છે. માબાપને પણ યોગ્ય શિખામણ આપી છે, કોમમાં પણ નવીન જાગૃતિ કરવા એક ઉમદા તક આપેલી છે અને કેળવણી નો સદુપયોગ કર્યો છે. તમારે

નારાજ થવાને બદલે મગરૂર થવું જોઇએ માટે હિંમત રાખી ઘેર જાઓ ને સુખેથી માબાપને જઇ મળો. પ્રસંગ પ્રમાણે વર્તન રાખશો ને સમજજો કે હું તમારાથી દુર નથી.” આટલું કહીને તે આગળ ચાલ્યો ને પાછળ પાછળ તે તરૂણી ચાલી આવી. તુરત દરવાજો ઉઘડયો. ગદ્ ગદ્ કંઠે તે તરૂણીએ કહ્યું. “વ્હાલા તમોને છોડવાનું દીલ થતું નથી, મારા પગ ધ્રુજે છે, કોણ જાણે મારાં માબાપ શું કહેશે” ? તરૂણે કહ્યુ. “ગભરાઓ નહિ હું પણ પાછળ પાછળ આવુંછું ને સંકટ પડશે તો તુર્ત તમોને બચાવી લઇશ.” ત્યારબાદ તરૂણીએ પોતાના ઘર તરફ પ્રયાણ કર્યું અને થોડીક વારમાં તે ઘેર જઈ પહોંચી. પહોચતાંજ બારણું ઉઘાડી એક બાજુએ કાંઈ બોલ્યા ચાલ્યા વગર જઈ બેઠી.

પુત્રીના નાસી જવા પછી લોકો તેના બાપને ઘેર ભેગા થઈ ગયા હતા અને પુત્રી કયાં ચાલી ગઈ તે પુછવા લાગ્યા હતા. કેટલાંક હલકા વિચારનાં માણસો મરજીમાં આવે તેમ બોલતાં હતાં. વિવાહ નહિ થવાથી લીધેલા રૂપિયા પણ તેને પાછા દેવા પડ્યા હતા. ત્યારબાદ જોકે બધું શાંત તો થઈ ગયું હતું, પરંતુ જ્યારે લોકો નવરા બેસતા ત્યારે આ વાત ઉપાડી આનન્દ કરતા ને વચ્ચે વચ્ચે પુત્રીના બાપને પણ બેચાર ગાળો ચોપડી દેતા. તેણીનો બાપ કે તેણીની મા જો કયાંય બહાર

જતાં તો આ સંબંધમાં તેમને બહુ સાંભળવું પડતું અને સુખે કોઈ જગ્યાએ જઈ શકતાં નહિ. વળી કસાઈનુ ઉપનામ પણ આપવામાં આવ્યું હતું. આ કારણથી કંટાળી તેઓએ અફીણ પીઈ સુઈ જવાનો વિચાર ઘડેલો હતો. પોતાનાં દુઃખની તેઓ અરસ પરસ વાતો કરતાં હતાં અને ઘરની મીલ્કતના સંબંધમાં શું કરવું તે સબંધી વિચાર કરતાં હતાં, પુત્રી જીવતી હશે યા પાછી આવશે એવુંતો તેઓને સ્વપ્નામાં પણ નહતું. આ સમયે પુત્રી પાછી આવેલી જોઈ ખબર પડતાં પાછાં લોકો એકઠાં થશે અને કોણ જાણે શું તેઓને સાંભળવું પડશે ! એવા વિચારથી તેઓને બહુજ દુઃખ થયું. પ્રથમ તો ચોધારાં આંસુ પાડ્યાં ત્યાર બાદ પુત્રી તરફ નજર ફેરવી તેણીના બાપે કહ્યું. "પુત્રી ! તું પાછી આવી તેના કરતાં મરી ગઈ હોતતો વધારે સારૂં હતું કારણ કે આટલા દિવસ પછી તું પાછી આવી છે તે લોકો જાણશે ત્યારે તેઓ અમોને શું કહેશે. તેનો વિચાર કદાચ તને નહિ આવ્યો હોય, પરન્તુ લોકોને અમારે મોઢું શું બતાવવું ? તું દીકરી કે દુશ્મન ? તારે નહિ પરણવું હતું તો ના પાડવી હુતી પરંતુ નાસીને અમોને કલંક લગાડવું જોઈતું ન હતું. તારી જગ્યાએ પથ્થર અવતર્યો હોત તો અમોને આટલું દુ:ખ પડત નહિ. જા ! તારૂં કાળું કર ! અમોને તારૂં મોં ન બતાવ !" એટલું બોલીને તે બીજા ઓરડામાં જઇ બેઠો. તેની સ્ત્રી પણ તેની પાસે

નારાજ થવાને બદલે મગરૂર થવું જોઇએ માટે હિંમત રાખી ઘેર જાઓ ને સુખેથી માબાપને જઇ મળો. પ્રસંગ પ્રમાણે વર્તન રાખશો ને સમજજો કે હું તમારાથી દુર નથી.” આટલું કહીને તે આગળ ચાલ્યો ને પાછળ પાછળ તે તરૂણી ચાલી આવી. તુરત દરવાજો ઉઘડયો. ગદ્ ગદ્ કંઠે તે તરૂણીએ કહ્યું. “વ્હાલા તમોને છોડવાનું દીલ થતું નથી, મારા પગ ધ્રુજે છે, કોણ જાણે મારાં માબાપ શું કહેશે” ? તરૂણે કહ્યું. “ગભરાઓ નહિ હું પણ પાછળ પાછળ આવુંછું ને સંકટ પડશે તો તુર્ત તમોને બચાવી લઇશ.” ત્યારબાદ તરૂણીએ પોતાના ઘર તરફ પ્રયાણ કર્યું અને થોડીક વારમાં તે ઘેર જઈ પહોંચી. પહોચતાંજ બારણું ઉઘાડી એક બાજુએ કાંઈ બોલ્યા ચાલ્યા વગર જઈ બેઠી.

પુત્રીના નાસી જવા પછી લોકો તેના બાપને ઘેર ભેગા થઈ ગયા હતા અને પુત્રી કયાં ચાલી ગઈ તે પુછવા લાગ્યા હતા. કેટલાંક હલકા વિચારનાં માણસો મરજીમાં આવે તેમ બોલતાં હતાં. વિવાહ નહિ થવાથી લીધેલા રૂપિયા પણ તેને પાછા દેવા પડ્યા હતા. ત્યારબાદ જોકે બધું શાંત તો થઈ ગયું હતું, પરંતુ જ્યારે લોકો નવરા બેસતા ત્યારે આ વાત ઉપાડી આનન્દ કરતા ને વચ્ચે વચ્ચે પુત્રીના બાપને પણ બેચાર ગાળો ચોપડી દેતા. તેણીનો બાપ કે તેણીની મા જો કયાંય બહાર

જતાં તો આ સંબંધમાં તેમને બહુ સાંભળવું પડતું અને સુખે કોઈ જગ્યાએ જઈ શકતાં નહિ. વળી કસાઈનુ ઉપનામ પણ આપવામાં આવ્યું હતું. આ કારણથી કંટાળી તેઓએ અફીણ પીઈ સુઈ જવાનો વિચાર ઘડેલો હતો. પોતાનાં દુઃખની તેઓ અરસ પરસ વાતો કરતાં હતાં અને ઘરની મીલ્કતના સંબંધમાં શું કરવું તે સબંધી વિચાર કરતાં હતાં, પુત્રી જીવતી હશે યા પાછી આવશે એવુંતો તેઓને સ્વપ્નામાં પણ નહતું. આ સમયે પુત્રી પાછી આવેલી જોઈ ખબર પડતાં પાછાં લોકો એકઠાં થશે અને કોણ જાણે શું તેઓને સાંભળવું પડશે! એવા વિચારથી તેઓને બહુજ દુ.ખ થયું. પ્રથમ તો ચોધારાં આંસુ પાડ્યાં ત્યાર બાદ પુત્રી તરફ નજર ફેરવી તેણીના બાપે કહ્યું. "પુત્રી! તું પાછી આવી તેના કરતાં મરી ગઈ હોતતો વધારે સારૂં હતું કારણ કે આટલા દિવસ પછી તું પાછી આવી છે તે લોકો જાણશે ત્યારે તેઓ અમોને શું કહેશે. તેનો વિચાર કદાચ તને નહિ આવ્યો હોય, પરંતુ લોકોને અમારે મોઢું શું બતાવવું? તું દીકરી કે દુશ્મન? તારે નહિ પરણવું હતું તો ના પાડવી હતી પરંતુ નાસીને અમોને કલંક લગાડવું જોઈતું ન હતું. તારી જગ્યાએ પથ્થર અવતર્યો હોત તો અમોને આટલું દુઃખ પડત નહિ. જા! તારૂં કાળું કર! અમોને તારૂં મોં ન બતાવ!" એટલું બોલીને તે બીજા ઓરડામાં જઇ બેઠો. તેની સ્ત્રી પણ તેની પાસે

આવી બેઠી. બંને શોક કરવા લાગ્યાં કે હવે તો મરવુંજ પડશે સિવાય છુટકો નથી. લોકોનાં મહેણાં હવે નહિ સાંભળી શકાય. પોતાનાં માબાપ બીજા ઓરડામાં ગયા પછી તે તરૂણી જુએ છે તો અફીણથી ભરેલો એક પ્યાલો માલુમ પડયો જે ઉઠાવી તેણી એક બીજો ઓરડો કે જે તેણીનો ખાસ ગણાતો હતો તેમાં ચાલી ગઇ. અને ઓરડો બંધ કરી દીધો. માબાપના કઠોર શબ્દથી તેણીને એટલું તો લાગી આવ્યું હતું કે જો તે વખતે ધરતી માર્ગ આપે તો તેણી તેમાં સમાઇ જઇ રૂંધાઈ મરણ પામવાનું કબુલ કરે. તેણીને હમણાજ પસ્તાવો થયો કે પાછા આવવામાં તેણીએ ભૂલ કરેલી છે અને તેમ કરવામાં તેણીએ પોતાનાં માબાપની અને પોતાની જીંદગી જોખમમાં નાંખી છે પણ હવે શું કરવું! લીધેલા અફીણને ઘોળી પીવું તે સિવાય બીજો કોઈ સારો રસ્તો નથી એમ તેણીને લાગ્યું. અફીણ ઘોળી તૈયાર કર્યું પરંતુ ઝેરનો પ્યાલો પીતાં પહેલાં નીચે પ્રમાણે એક પત્ર પોતાના પિતા ઉપર અને બીજો પોતાના પ્રિયતમ ઉપર એમ બે પત્ર તેણીએ લખ્યા.

વ્હાલા પિતાજી !

દોષ બધો મારોજ છે. મારાજ પાપે આવો સમય આવ્યો અને મારાજ પાપે આપને આટલું બધું સહન કરવું પડ્યું.

ખેર ! થયું તે થયુંજ ! પરંતુ હવે આ દીન બાળકી ઉપર રહેમ લાવશો અને અફીણ ખાઈ મરી બાળકીને વધારે પાપના બોજામાં ન ઉત્તારશો ! મારૂં હુંજ ભોગવીશ ! મારા માટે હવે આપને આપ ઘાત કરવાની જરૂર નથી. હુ મરીશ એટલે આપના ઉપર આવવાની નવી ઉપાધિઓ દૂર થશે. તેથી ગઈ ગુજરી વાતને ભુલી જઇ સંતોષ પકડી બગડેલી બાજી સુધારી જીંદગીનું સાર્થક કરો ! હું અભાગણી માબાપને દુઃખ દેનારી હવે આ દુનિયાને છોડી જાઉં છું અને જતા પહેલાં અંતિમ પ્રાર્થના કરૂંછું જે આપને અહોનિશ શાંતિ મળો ! કર્મમાં લખ્યું તેજ થાય છે. બાકી ફાંફાં ફોગટનાં છે. એક બેઠો બેઠો આનંદ કરે છે જ્યારે બીજો મહેનત કરી મરી જાયછે તોપણ પેટ પુરણુ મળતું નથી. એક ગાદીએ બેસે છે જ્યારે બીજો રંક સ્થિતિમાં આવી પડેછે. એક તવંગર થઈ શેઠ બનેછે જ્યારે બીજો ગરીબ બની નોકર બને છે. આ બધો તફાવત અનિયમિત અને અકુદરતી નથી, પરંતુ નિયમિત અને ન્યાયી કર્મનો અચળ કાયદોછે. વળી જગત્માં આ જે ભિન્નતા દેખાયછે તેની પણ જરૂરછે, કારણકે ભિન્નતા એજ જગત્ છે. અભિન્નતા જગત્ નથી પરંતુ ઈશ્વર છે. મરવું દુઃખ નથી પણ જીવવું એ દુઃખ છે, પરંતુ મરવામાં આત્મોન્નતિ નથી તે જીવવામાંજ રહેલી છે પણ લાચાર ! હાલ સંજોગો તેવાજ છે.

વ્હાલા પિતા ? પુત્રીને માફી આપશો. તે પવિત્ર હતી અને અંત પર્યંત પણ પવિત્રજ રહેલછે તે આપને અંતઃકરણથી ચાહનારી અને તેથીજ આપનાપર તેણીના કારણે પડતું દુઃખ જોઈ વળી તેણીના પાછા આવવાથી આપના પર નવી ઉપાધિઓ આવશે એમ સમજી ઝેરનો પ્યાલો તે પીઈને સુઈ જાયછે આમીન આમીન.

લી. આપની

પવિત્ર પુત્રી.

કાન્તા.

વ્હાલા પ્રિયતમ !

આપે મ્હારો બચાવ કર્યો અને તેમ કરવામાં આપે ઘણું જોખમ ખેડયું. જો કે તે નિર્વિઘ્ન પાર ઉતર્યું છે તોપણ હું હવે હુમેશને માટે જાઉંછું કારણ કે મારા પાછા આવવાથી મારાં માબાપ ઉપર નવી ઉપાધિઓ આવે એમ લાગે છે અને તેજ કારણથી તેઓએ જીંદગીને ખતમ કરવા ઇચ્છા રાખી છે પરંતુ મારા કારણે તેમને મરવા દેવાં એ સારૂં નથી. મારાં પાપ હુંજ ભોગવું અને હુંજ મરૂં એ મને વધારે સારૂં લાગેછે. મારી સાથે લગ્ન કરવા આપે કોલ આપ્યો હતો અને માબાપની સમ્મતિ મેળવવા આપે મને પાછી મોકલી હતી. તેમ કરવામાં આપે

કદાચ ડહાપણ કર્યું હશે ખરૂં પરંતુ મારાં માબાપ પર એથી વધારે ઉપાધિ આવેછે અને તે ન આવે તે ખાતર હું અત્યારે મારી જીંદગી ખતમ કરૂંછું. હવે હું તમોને મળવાની નથી કારણ કે આ પત્ર પહોંચ્યા પહેલાં ક્યારનીએ હું પ્રાણ ત્યાગ કરી ગઈ હોઈશ. પ્રેમના આદર્શ રૂપે આ એક પત્ર લખ્યો છે તે આપને કોઈ પણ રીતે મળો ! એટલીજ છેલ્લી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. વ્હાલા ! દિલગીર ના થશો ! ભાવી એમજ બને છે અને ગમગીન લહેરકીઓ આનન્દી મહેલમાં એમજ ઘુમેછે. જનારા ને હવે ભુલી જશો અને આનંદી જોડું મેળવી લેશો !

લિ૦ આપની દાસી.

કાન્તા.

તરૂણીએ ઉપર પ્રમાણે પત્રો લખી તૈયાર કર્યા પરંતુ કવર લઈ ઉપર સરનામાં કરવા જાયછે એટલામાં ઝોલું આવ્યું અને તેણી નિદ્રાવશ થઈ. પુનમચંદ તરૂણીને રવાના કર્યા પછી તેણીની પાછળ પાછળ આવી તેણીના ઓરડામાં આગળથીજ સંતાઈ રહેલો હતો તે આ વખત બહાર આવ્યો પ્રથમતો બંને પત્રો તેણે વાંચ્યા. કાંઈક શોક ને કાંઈક હરખનાં આંસુ પડ્યાં. ત્યાર બાદ પત્રોને જેમના તેમ રહેવા દઈ પ્યાલામાં રહેલું ઝેર ફેંકી દીધું અને ઘરમાંથી ઉંઘ આવે તેવી દવા લાવી પ્યાલો ભરી

મુકયો બાદ ઓરડો બંધ કરી પોતાના મકાનમાં ચાલ્યો ગયો કેટલીક વારે તરૂણી ચમકીને જાગી ઉઠી સરનામાં લખી પત્રો બીડ્યા ત્યારબાદ હે પરમાત્મા! શાંતિ આપજે એવો ઉચ્ચાર કરી તે પ્યાલામાં રહેલી દવા પીઈને સુઈ ગઈ.

## ॥ પ્રકરણ છઠું ॥

### પશ્ચાતાપ.

મધ્ય રાત્રીનો સમય હતો, રાત અંધારી ઘોર હતી, છતાં આકાશમાંના તારાઓથી કાંઇક કાંઇક દૃષ્ટિગોચર થતું હતું. આવા સમયે કાશીપુરીના એક મકાનમાં બે માણસો બેઠાં બેઠાં વિલાપ કરતાં હતાં. તેમની પાસે શબની માફક એક યુવતીનું શરીર પડેલું હતું, આંખોમાંથી દડ દડ આંસુ ચાલ્યાં જતાં હતાં. અરેરે! આ શું ગજબ થયો! એમ વખતો વખત નિશ્વાસ નંખાઇ જતો હતો. તે બે માણસમાં એક સ્ત્રી હતી તે તો તદ્દન બેભાન થઇ ગઇ હતી. પુરુષે તે બેભાન સ્ત્રીને આલિંગન આપી કહ્યું, "વ્હાલી! ધીરજ રાખ. આપણે પાપાત્મા છીએ અનેતેથી કરેલાં કર્મ ભોગવવાં પડે. અરે! મારી લાડકવાઈ પુત્રી! વિ-

વાહની જગ્યાએ આ તારી સ્થિતિ! અરેરે ! નિર્દોષ પુત્રી ! મારાં સખ્ત વચનથી તેં તારાં પ્રાણ તજ્યાં. મેં મારી સ્વાર્થી બુદ્ધિએ તારૂં સગપણ વૃદ્ધ સાથે કીધું તેં નાસી જઈ મારી ભૂલ સુધારી. તેમ છતાં અજ્ઞાન બુદ્ધિવાળા આ તારા પિતાએ કાંઈજ વિચાર કર્યા વગર તને ન છાજતા શબ્દો કહ્યા. તથાપિ અમારો બચાવ કરી ઝેરનો પ્યાલો તેંજ ગૃહણ કર્યો. અરે ! વ્હાલી પુત્રી ! હૃદય ભરાઇ આવે છે, જીવને જરાએ સુખ વળતું નથી. મેં ઉપકાર ઉપર અપકાર જ્યારે તેં અપકાર ઉપર ઉપકાર કર્યો. "આ બધો મારોજ દોષ છે." અહાહા ! મારો દોષ પણ તેં તારાજ ઉપર લઇ લીધો. "વ્હાલા પિતા ! પુત્રી ને માફી આપશો. તે પવિત્ર હતી" તે આપને અંતઃ કરણ થી ચાહ નારી" અરે પુત્રી ! તારા શબ્દ જીગરને રૂંધી નાંખે છે. તુ ખરેખર પવિત્ર જગત્ દેવી અને પ્યાર વાળા હૃદય વાળી છે, અરે ! હાય ! આ પાપી પિતાને માટે ત્હારો પ્રાણ ગયો. અરેરે ! હવે હું શું કરૂં ! કયાં જાઉં ! જીવ મુઝાય છે ! મારી વ્હાલી પુત્રી ! હવે હું તને કયારે મળું ! કેટલીક વારે સ્ત્રીને ભાન આવ્યું અને તેથી પુરુષે મૃત દેખાતી બાળાનું મસ્તક ખોળામા લીધું અને રૂદન કરવા લાગ્યો. શરીર કાંઇક ગરમ લાગવાથી તે અચાનક વિલાપ કરતો બંધ પડયો અને તેણે તેની સ્ત્રીને કહ્યુ. વ્હાલી ધીરજ રાખ. શરીર ઉનું લાગે છે. અને હજુ પ્રાણ ગયાં નથી. હું હમણા

ડાકટરને બોલાવી લાવું છું. જો જે ગભરાઇશ નહિ, એમ કહી તે ડાકટરને બોલાવવા બહાર ચાલ્યો ગયો.

પ્રિય પાઠક ગણ ! આ સ્ત્રી પુરુષ કોણ હતાં તે તમે જાણતા-જ હોવા જોઇએ. તેઓ કાન્તાનાં મા બાપ હતાં. રાત્રે સુખ દુઃખની તેઓ વાતો કરતાં હતાં. વચ્ચે વચ્ચે ગદ્ ગદ્ કંઠે થઇ જતાં હતાં ખેર ! જેવાં આપણાં નસીબ ! એમ કહી ધીરજ ધરતાં હતાં. આખરે ઝેર પીવાનો પાકો નિશ્ચય કરી ઝેરનો પ્યાલો લેવા પુરૂષે સ્ત્રીને મોકલી. સ્ત્રીને ઝેરનો પ્યાલો મળ્યો નહિ. તે કયાં ગયો હશે ? એમ વિચાર કરતાં તેણીને યાદ આવ્યું કે રખેને ! તેણીની પુત્રી તો નહિ લઈ ગઈ હોય ! પુત્રીના ઓરડાના બારણાં ઉઘાડતાં માલુમ પડયું કે ત્યાં પ્યાલો પડેલો છે. આગળ આવતાં જણાયું કે પ્યાલો તો ખાલી છે. પુત્રીને હાક મારી પણ કાઇ જવાબ ન મળતાં તેણી ગભરાણી. કારણ કે તે સમજી કે પુત્રીએ ઝેરનો પ્યાલો પીને આપઘાત કર્યો જણાય છે. તેણીએ પોતાના ધણીને બોલાવ્યો. તે ઘરમાં દાખલ થયો. પુત્રી નજીક આવતો ગયો તેમ તેમ તેના હૃદય ઉપર આઘાત પડતો ગયો. અને શ્વાસ રૂંધાતો ગયો. પાસે આવતાં એક બાજુએ બે પત્રો પડેલા જોયા. તે ખોલી વાંચતાં વાંચતાં હૃદય વધારે ને વધારે ભરાતું ગયું. પત્ર પુરા થતાં તેની આં-

ખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. ત્યારબાદ જે બન્યું તે ઉપર જણાવવામાં આવેલ છે.

કેટલીક વાર પછી ડાકટર આવ્યો. પાસે પડેલા પ્યાલામાં અફીણની ગંધ આવતી હોવાથી અફીણ ખાધાનો વ્હેમ આવ્યો. હૃદય જોતાં તેને ધબકારા સંભળાયા ને જીવતી થશે એમ તેને આશા બંધાઈ. તેણે ગરમ પાણી કરાવી હોજરી પાઇપ ( Stomach pipe. ) થી પેટમાં ગરમ પાણી ભર્યું. તુરતજ ઉલટી થઈ અને પીધેલી બધી દવા નીકળી ગઈ. તરૂણીએ આંખ ઉઘાડી. ડાકટર અને પોતાનાં માબાપને પોતાની પાસે બેઠેલાં જોયાં તે રડી પડીને બોલી."વ્હાલા પિતા! વ્હાલા પિતા! માફ કરો, દોષ બધો મારો છે. મારાં કર્મે આપને આફત આવી. હવે હું જાઉં છું! હવે હું જાઉંછું" એ છેલ્લા શબ્દથી તેણીના બાપનું હૈયું પાછું ભરાઇ આવ્યું. અને તે પોકે પોક રડવા લાગ્યો. ડાકટરે તેને ઘણુએ સમજાવ્યું કે હવે તમે રડો નહીં. તમારી પુત્રી હવે જીવતી રહેવાની છે. આવા આશ્વાસનના શબ્દો મળવાથી તે છાનો રહ્યો. ત્યારબાદ પોતાની પુત્રીના લખેલા પત્ર તેણે ડાકટર ને બતાવ્યા. ડાકટર ને વાચતાં વાચતા કેટલીક જગોએ આંસુ તો આવ્યાં, પણ કાન્તાને નસાડી મૂકવામાં તેણે પણ ભાગ લીધેલો હોવાથી તેણે જવાબ આપ્યો કે "કાન્તા

એક પવિત્ર મૂર્તિ ને ઘણી ડાહી છે. તેના પર અમોને દયા આ-વવાથી તેણીને નસાડવા અમોએજ કોશીશ કરી હતી. અને પુનમચંદને મોકલનાર પણ અમોજ હતા તમારે તેમાં કાંઈ શક રાખવા જેવું નથી. તમારી સમ્મતિ વગર તમારી પુત્રીનાં લગ્ન પુનમચંદ સાથે થાય તે એક નહિ ઇચ્છવા જોગ બનાવ બને અને હમેશને માટે ઠપકાને પાત્ર ગણાય અને તેજ કારણથી અમોએ કાન્તાને પાછી મોકલવા ગોઠવણ કરી હતી. સારૂં થયું કે તમે મને બોલાવ્યો નહિતો કાન્તા મરી જાત અને તમારા ઉપર મોટી આફ્ત આવી પડત, જેનું છેવટ સારૂં તે સૌ સારૂં. હવે તમારી ઇચ્છા હોય તો પત્રમાં જે ઈશારો જણાવવામાં આવ્યો છે તે મુજબ તમારી પુત્રીનાં લગ્ન પુનમચંદ સાથે કરો અને તેમ કરવાથી ગએલી આબરૂ પણ તમારી પાછી આવશે. કન્યાવિક્રયનાં ફળનો તમોને સારો અનુભવ મળ્યો છે. તે રિવાજ પ્રાણ ઘાતક છે. દર વરસે સેંકડો જીવોના તે રિવાજથી પ્રાણ જાય છે પરંતુ તે પ્રકાશમાં આવતા નથી નહિતો દયાળુની આંખમાં-થી તો આંસુ સૂકાયજ નહિ. ખેર થયું તે થયું ! ભૂલ્યા ત્યાંથી ફરીને ગણો, હજી અવસર છે, જીંદગી સફળ કરી લ્યો” એમ કહી ડાક્ટર ચાલ્યો ગયો.

ડાક્ટરના ચાલ્યા ગયા પછી તે યુવતીના પિતાને પડેલી આફ્ત ફરીને યાદ આવતાં તે ઘણોજ રોયો કેટલાક સમય પછી

કાન્તા પૂરણ શુદ્ધિમાં આવી અને તેણીએ પોતાના પિતાને કહ્યું. "પિતાજી રુવો છો શા માટે ? મેં ઝેર લીધું છે ને હવે હું જાઉ છું. તમારા ઉપર નવિન આફ્ત હવે નહિ આવે." તેણીના પિતાએ પુત્રીનો અવાજ સાંભળતાં ચુપ થઇ કહ્યું. "વ્હાલી પુત્રી ! મેં તને ઘણું દુ:ખ દીધું છે. તું મને ક્ષમા કર. તેં ઝેર પીધું હતું તે તો તને ઉલટી કરાવીને કાઢી નંખાવ્યું છે ને હવે તું જીવતી રહેવાની છે, અમારા ઉપર આફ્ત છેજ નહિ, જે હતી એમ હું ધારતો હતો તે મારી ભ્રમણાજ હતી, તારા પ્રેમમય પત્ર મેં વાંચ્યા છે, અને તારી ઇચ્છા પ્રમાણે હું તારાં લગ્ન પુનમચંદ સાથે કરવાનું તને વચન આપું છું.



# પ્રકરણ સાતમું.

## કાંતા હરણ.

રાતના અગીયાર વાગ્યાનો સમય હતો. સ્ટેશનનું સ્થળ હોવાથી શાન્તિની જગ્યાએ ઘોંઘાટ થઇ રહ્યો હતો. એક તરફથી ડંકા ઉપર ડંકા વાગવા લાગ્યા, બીજી બાજુ મુસાફર લોક પોતાનાં પોટકાં લઈ પ્લેટફૉર્મ ઉપર ગાડી આવવાની રાહ જોતાં આપસ આપસમાં વાતો કરતા હતા, સ્ટેશન નાનકડું હોવાથી ગેસની બતીઓ બળતી હતી, એક માણસ હાથમાં લીલી બત્તી લઈ ઉભો હતો. લાઇન સાફ હોવાથી સીગનલ પાડી રજામંદી આપવામાં આવી હતી, થોડીક વારમાં ગાડી સણસણાટ કરતી આવી પહોંચી. તુર્તજ તેમાંથી ત્રણ મુસાફરો નીચે ઉતર્યા જેમાં એક સ્ત્રી અને બે મર્દ હતા. પાઠકગણ ! આ સ્ત્રી તે બીજી કોઈ નહિ પરન્તુ આપણા આ નોવેલની નાયિકા યુવતી કાન્તા હતી અને તેની સાથે જે બે મર્દ હતા તે સોનેરી ટોળીના બદમાસ સભાસદ હતા. તેઓ લુંટફાટનો ધંધો કરી પોતાનો નિર્વાહ ચલાવતા હતા અને આજ કારણથી તેઓ રેલ્વેમાં મુસાફરી કરતા હતા. લાગ ફાવે તો રાતમાં મુસાફર લોક ઉંઘી ગયા પછી તેનો માલ છાનો માનો ઉપાડી નાસી જતા હતા.

ઘણી વખત જાત્રાએ જનાર ભોળાં સ્ત્રી પુરૂષ ને ભમાવી તેમનું સર્વસ્વ લૂંટી લેતા હતા. આ બદમાસોએ અસંખ્ય ખુનામરકી અને લૂંટો ચલાવેલી હોવાથી તેમને પકડવા સરકારે અમરસિંહજી નામના એક રજપૂતને ખાસ ડીટેકટીવ તરીકે નિમનોક કરી રાખ્યો હતો. આ ડીટેકટીવ પણ તેજ ગાડીમાં હતો અને આ ત્રણે માણસોને ઉતરતાં તેણે જોયા પણ હતા. તેને જોકે શંકા પડી હતી પરંતુ તે બે પુરૂષો તે યુવતીના નોકર હશે એમ ધારી વધારે તપાસ કર્યા વગર તે ગાડી સાથેજ ચાલતો થયો.

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કાંતાના બાપે પુનમચંદ સાથે તેણીનાં લગ્ન કરવાનો નિશ્ચય કરેલો હતો તે પ્રમાણે લગ્ન થયા પછી દમ્પતિ કાશીમાંજ ઘણો વખત રહ્યાં હતાં. પુનમચંદની એક પેઢી કલકતામાં ચાલતી હતી, ત્યાં તે વખતોવખત જતો આવતો હતો થોડો વખત થયાં વ્યાપારમાં હરીફાઈ વધવાથી તેને ત્યાં લાંબો વખત રહેવાની જરૂર જણાઈ. આ કારણથી તે પોતાની પ્રિય પત્ની કાંતાને લઈ કલકતા આવવા કાશીથી રવાના થયો. સાથે એક નોકર રાખ્યો. સ્ટેશન ઉપર તેના મિત્રોનું એક મોટું ટોળું તેને વિદાયગીરીનું માન આપવાને આવેલ હતું. પુલ તોરાના હાર પહેરાવ્યા બાદ આપસ આપસમાં શેક હેન્ડ (Shake hand) કર્યા અને છેવટે I wish you success, I wish you success, હું તમારી ફતેહ ઇચ્છું છું, હું તમારી

ફતેહ ઇચ્છું છું” એવા પોકાર તેના મિત્ર વર્ગ તરફથી પડી રહ્યા હતા. એટલામાં સીસોડી વાગી અને પુનમચંદે પોતાની જગ્યા ગાડીમાં લીધી. આ પ્રસંગે કેટલાકને વિયોગ સહન ન થવાથી આંખમાંથી આંસુ આવી ગયાં હતાં. ગાડી ઉપડી ગયા પછી સૌ કોઇ પુનમચંદનાં વખાણ કરતાં કરતાં અને વચ્ચે વચ્ચે કાંતાને એક પવિત્ર મૂર્તિનો ઇલ્કાબ આપતાં આપતાં ઘર ભણી પાછાં વળ્યાં.

કેટલોક વખત ગાડી આગળ ચાલ્યા પછી ભભુવા રોડથી જે ડબામાં પુનમચંદ બેઠો હતો તેજ ડબામાં બે બદમાસ દાખલ થયા. કાન્તાનું અનુપમ રૂપ અને કિમતી ઘરેણાં જોઈ ચકિત થતાં હાથ આવે તો ઘરેણાં સહિત કાન્તાને પણ ઉપાડી લઈ જવાનો તેઓએ મનસુબો કર્યો. જાણે કેમ પુનમચંદને તેઓ ઓળખતા હોય નહિ તેમ તેની સાથે હસીને વાતો કરવા લાગ્યા અને તેની નજીકને નજીક આવતા ગયા. અલકમલકની વાતો કરતા કરતા પુનમચંદ સાથે તેઓ તાસ ખેલવા લાગ્યા. ગાડી પાલમરગંજ સ્ટેશન ઉપર આવી પહોંચતાં કાન્તાને તરસ લાગી. પાણી ભરી લાવવા નોકરને મોકલવામાં આવ્યો. પુનમચંદ પણ પગ મોકળા કરવા નીચે ઉતરી ટેલવા લાગ્યો. એટલામાં તેનો એક મિત્ર ત્યાં મળી ગયો. ઘણા લાંબા વખતે મેળાપ થવાથી તે તેની સાથે વાતોમાં ગુંથાયો અને વાતો કરતાં કરતાં

તેઓ બન્ને સ્ટેશન ઑફિસમાં ગયા એટલામાં સીટી વાગી અને ગાડી ઉપડી. નોકર દોડી પુનમચંદને બોલાવવા આવ્યો. અચાનક હેબતાઈ જઈ પુનમચંદ દોડયો અને બીજા ડબામાં ચડવા લાગ્યો પણ તેમ કરવામાં જીવનું જોખમ હોવાથી પોલીસે તેને અટકાવ્યો. ગાડી ચાલી ગઈ તેમાં તેની સ્ત્રી એકલી અને વળી રાતનો વખત હોવાથી તે ઘણો ગભરાયો હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. કેટલોક વિચાર કર્યા પછી તે તાર ઑફિસમાં ગયો.

પુનમચંદ સાથે જે બે બદમાસો બેઠા હતા તેઓ હવે પોતાની મુરાદ પાર પડશે એમ સમજી રાજી થયા. તેઓ કાન્તા નજીક આવી તેણીને આશ્વાસન દેવા લાગ્યા કે "બાઈ સાહેબ ગભરાશો નહિ જીવ જતાં સુધી પણ અમે તમોને જરાપણ તકલીફ પડવા નહિ દઇશું. શેઠજી તો અમારા મુરબ્બી છે; અમે તેમનુ ઘણા દહાડા અનાજ ખાધેલું છે, બચપણથીજ અમે તમારા કુટુંબમાં ઉછર્યા છીએ, આજે અમે સુખી છીએ તે પણ શેઠજીનો પ્રતાપ છે અને તેથી તમારી રક્ષાને માટે અમે જીંદગીની પણ પરવા નહિ કરતાં તમારી સાથેજ રહીશું અને નજીકના સ્ટેશને ઉતરી જઈ તમોને તમારા પતિ પાસે પાછા પાલમરગંજ પહોંચાડી આપીશું".

આ બદમાસોને પોતાના પતિ સાથે છૂટથી વાતો કરતા

તેણીએ જોયા હતા વળી આવા મીઠા આશ્વાસનના શબ્દ મળતાં તેણી ભોળવાઇ ગઈ. નાની વયની અને ઘેરથી બહાર નહિ નીકળેલી હોવાથી તેણી આ બદમાસોને પિછાણી શકી નહિ. પણ તેમને સારા માણુસ સમજી તેઓ જેમ કહે તેમ કરવા તેણીએ હા પાડી. તેણીને શકા તો આવી કે રખેને તેઓ તેણીને લુંટી ન લે. પરંતુ પોતાનો પતિ નજીકમાં હો-વાથી વળી સ્ટેશન પર ઉતરવાથી સ્ટેશનનાં માણુસો હોવાથી તે બદમાસોની કપટ જાળમાં તેણી ફસાઈ અને નજીકના સ્ટેશને ઉતરી જઈ પાછા વળી પોતાના પતિને મળવા તેણીએ નિશ્ચય કર્યો. થોડા વખતમાં ગાડી જખમ સ્ટેશને આવી પહોંચી જ્યાં ઉપર-જણાવ્યા પ્રમાણે આ બદમાસોની સાથે તેણી ઉતરી પડી અને વળતી ગાડીના આવવાની આતુરતાથી રાહ જોતી ઉભી.

જખીમ સ્ટેશનથી ગાડી ચાલી ગઈ અને સૌ કોઈ માણસો સ્ટેશન બહાર જવા લાગ્યાં કાન્તાને તેમ કરવું ગમ્યું નહિ. કારણ કે ગમે તેમ તો પણ આ બદમાસો તો તેણીને અજાણ્યાજ હતા. ટીકીટ માસ્તરે અવાજ કરી કાન્તા અને બદમાસોને બોલાવ્યા. પણ કાન્તાએ તો કાંઈ જવાબ આપ્યો નહિ બદમાસોએ કાન્તાને કહ્યુ "બાઈ સાહેબ ! અહિ સ્ટેશન અંદર તો આપણુને રહેવા દેશે નહિ માટે આપણે બહાર જઈ ઉભા રહીએ" પણ કાન્તાએ તેમ કરવા ના પાડી. ત્યાર બાદ સ્ટેશન

પોલીસ આવ્યો અને બહાર જવા કહ્યું કાન્તાએ પોતાની હકીકત તેને કહી. પરન્તુ પોલીસે કાંઈ માન્યું નહિ અને હાંક મારી કે "ચલો બહાર વહાં બૈઠો" એમ કહી બધાને બહાર કાઢયા. આ સમયે કાન્તા ઘણી ગભરાણી અને ગાડીમાંથી ઉતરી ઉલમાંથી ચૂલમાં પડી એમ તેણીને જણાયું. તેણીને માલુમ પડયુ કે ગાડી હજાર દરજ્જે સારી હુતી, કારણકે સેંકડો મનુષ્યો તેમાં હોવાથી બદમાસી થવાની દહેશત રહેતી નથી. અહિં તો હવે તેણી એકલી અને અજાણ્યા માણસ સાથે છે વળી સ્ટેશન બહાર અજવાળું પણ નથી. કોણ જાણે શું થશે ? એમ વિચાર તરંગમા પડેલી હતી એટલામાં તેણીની જમણી આંખ ફરકી અને તેણી વધુ ગભરાણી, તેણીનું હૈયું ભરાઈ આવ્યું, આગળની આફતો યાદ આવી અને તેણી રડવા લાગી.

તે બે બદમાસોમાંના એકે ચારે તરફ નજર કરી તો બાજુએ એક ટાગો જોયો તે ટાગા વાળો તેનો પિછાણુ વાગો જણાયો. તેની પાસે જઈ કાંઈ છાની છાની વાત કરી. ત્યાર બાદ તે ત્રણે બદમાંસોએ એકદમ આવી કાન્તાને મોઢે મુંગો દઈ ઉપાડી અને ટાંગામાં બેસાડી ચાલતા થયા.



## ॥ પ્રકરણ ૮ મું ॥

### ગુપ્ત ગોષ્ટી.

"હવે આપણે શું કરવું ? આપણી ધારણા હમણાં સુધી તો પાર પડી છે પરંતુ અહિં રહેવું જરાએ સલામતી ભરેલું નથી, કારણ કે સ્ટેશન ઉપર ત્યાંના પોલીસે અને સ્ટેશન માસ્તરે આપણને જોયા છે, અને આ તરૂણીએ પોતાની હકીકત પણ પોલીસને કહી હતી, જેથી તેણીને લઈ આપણા નાસી આવવાની તેઓને ખબર પડે યા તો તેણીના ધણી તરફનો તેમને કાંઇ સંદેશો મળે અને આપણી શોધ કરવામાં આવે તો આપણો પત્તો મેળવવો મુશ્કેલ નથી, તેથી આ જગા છોડી જેમ બને તેમ જલ્દી અહિંથી પ્રયાણ કરી જવું જોઇએ એક બીજી બાબત પણ અગત્યની અને વિચાર કરવા જેવી એ છે કે આપણે પૈસા માટે આ કૃત્ય કર્યું છે અને તેથી દાગીના આદિ લઈ લીધા પછી તે સ્ત્રીનું શું કરવું તેને જવા દેવી કે કેમ ? અને તેમ કરવામાં આપણી સલામતી છે કે કેમ ? અગર સલામતી ન હોય તો શું કરવું ? તેણીને મારી નાંખવી કે કેમ ? " આ પ્રમાણે એકે પોતાના સોબતીને કહ્યું.

બીજાએ જવાબ આપ્યો કે "તેમનું કહેવું ખરૂં છે અહિં

રોકાવું તે બીલકુલ ભૂલ ભરેલું છે. જે કાંઇ ઢીલ થાય છે તે મુસીબતને વધારનારી છે. જે સ્ત્રીને આપણે લાવ્યા છીએ તે કાંઇ સાધારણ સ્ત્રી નથી. તે કોઇ મોટા ખાનદાનની ઓરત છે, એટલે વગર વિલબે તેની શોધ થતી હશે, અને પત્તો મેળવવા સેંકડો માણસો નીકળી પડયાં હશે. કઇ ક્ષણે તેણીની શોધ કરનારા અહિં આવી નહિ પહોંચશે તે કહી શકાય નહિ. વળી ઇન્સ્પેકટર અમરસિંહ આપણુનેજ પકડવા માટે ખાસ નિમાએલ છે. તે જાણતો નથી કે આપણેજ બદમાસ છીએ, નહિ તો કયારનાએ આપણે પકડાઇ ગયા હોત. કારણ કે તે આપણી સાથેજ ગાડીમાં હતો અને આપણને ઉતરતાં તેણે જોયા પણ હતા. કદાચ આ બાબતની તેને ખબર આપવામાં આવે તો તેને અહિં આવવામાં વાર લાગે તેમ નથી. અને તેમ થવા પામે તો જીતેલી બાજી હારી જવાય વળી બીજી આફતોમાંથી પસાર થવું પડે તે જુદું. જો કે આપણી સંખ્યા અહિં ઘણી છે અને તેથી આપણે તેને મારી નાશી જઇ શકીએ છીએ તોપણ છતા થઇ જઇએ એટલે રેલમાં મુસાફરી કરી હરવખત જેમ માલ ચોરી લાવીએ છીએ તેમ પછી બની શકે નહિ. માટે અહિંથી સત્વર નીકળી જવું જોઇએ. તે સ્ત્રી કાંઇ આપણી સાથે રાજીખુશીથી આવી નથી કે તેણીને આપણી સાથે રાખી નિર્ભય રહીએ. તેણીને આપણે પ્રપંચી જાળમાં ફસાવી લાવ્યા

છીએ. અને સ્ટેશનથીજ એટલે જ્યારે તેણીનું હરણ કરવામાં આવ્યું ત્યારથીજ એ પ્રપંચને સમજી ગઇ છે. હમણાં તે આપણા કાબુમાં છે ખરી પરંતુ સાથે રાખવામાં ઘણું જોખમ રહેલું છે. એક તો તેણી કદાચ ભણેલી હોય તો ગુપ્ત રીતે પત્ર દ્વારાએ અથવા તો કોઈ એકાંત પ્રસંગ મળે પોતાની હકીકતની ખબર બીજા કોઈને આપી દે તો આપણો ભેદ જાહેર થઇ જાય. વળી તેણી ઘણી ખુબસુરત છે એટલે આપણી સાથે તેણીને જો કોઈ દેખે તો તેઓને આપણા તરફ જરૂર વહેમ આવે અને કદાચ પુછપરછ થાય તો તેણી આપણને ફસાવ્યા વગર રહે નહિ. ભાઈ હું તો તે નાગણથી બહુજ ડરૂં છું. તેણીનું સ્વરૂપ એવું છે કે મારાથી તેણીની સામે પણ જોઈ શકાતું નથી. આવી અપસરા જેવી સુંદરીને આપણી સાથે કોઈ દેખે તો તુરત આપણી તો પુરી કમબખતી થઇ પડે.”

“બીજી બાબત એ છે કે તેણીને જવા દેવી તે પણ સહી સલામત ભરેલું નથી કારણ કે આ મકાન તણીએ જોયું છે, એટલે તેણી છૂટી ગયા પછી કદાચ પોલીસને આ મકાનમાં આપણા આવાગમનની ખબર આપે તો હમેશને માટે આ મકાનમાંથી મળતી મદદ અટકી પડે તેમ કદાચ આપણે પકડાઇ પણ જઇએ. એટલે વધારે સારૂં એ છે કે તેણીની પાસેથી દાગીના

આદિ લઈ મારી નાંખી કોઈ દુરના જંગલમાં તેણીને ફેંકી દઈ ચાલ્યા જઇએ".

ત્રીજાએ કહ્યું—"તે નિર્દોષ અબળાને શા માટે મારી નાંખવી જોઇએ? તેણીએ આપણું શું બગાડયું છે? તે અબળા હોઇને આપણી સામે થઇ શકવાની નથી અને તેણીની પાસે જે કાંઇ છે તે વગર મહેનતે ઝુંટી લઇ શકીએ છીએ અને તેમ કર્યા પછી જો તેણીને છોડી મેલીએ તો તેમાં શું હરકત છે? આપણે તેણીના પકડાવ્યા પકડાઇ જઇએ તેવા નથી. અને તેથી નકામા કોઇની જીંદગી લેવી એ મને તો દુરસ્ત લાગતું નથી. આ મકાનની મદદ અટકી જવાનો જે ભય બતાવવામાં આવેલ છે તે તેણીને મારી નાંખ્યા પછી પણ નાબુદ થવાનો નથી કારણકે સ્ટેશન સતાવાળાઓએ તો આપણને જોયા છે તેમ અમરસિંહજીને પણ વહેમ આવેલો હોવો જોઇએ. એટલે આ હરણ થવાની ખબર મળતાં તુર્ત પોલીસ આ ગામમાં એટલે અહિં આવવાની. કારણ કે બદમાશીમાં આ હવેલી મશહુર છે. એટલે જે ભય બતાવવામાં આવેલ છે તે તેણીને મારી નાખવાથી પણ રહે છે અને તેથી વગર કારણે અને વળી એક અબળાની જીંદગી લેવી એ મને તો જરાએ રૂચતું નથી. છતાં તેમ કરવામા પકડાઈ જવાની ધાસ્તી રહેતી હોય તો પછી આપણે તેણીને દુર દેશાવરમાં લઈ જઈ કોઈ વેશ્યાને ત્યાં

વેચી નાંખીએ. આ જોકે ઘણું ખુરૂં કામ છે છતાં મારી નાંખવા કરતાં તે મને વધારે સારૂં લાગે છે. કોઇ એક ખાનદાનની સ્ત્રીને વેશ્યાને ત્યાં વેચવી એ અધમમાં અધમ છે, કારણ કે તેણીને સગાં સમ્બન્ધીઓનાં અસહ્ય દુઃખ સહન કરવા ઉપરાંત આખી જીંદગી ત્યાંજ અને તેવા ધંધામાંજ કાઢવી પડશે. કદાચ તેણી પવિત્ર હશે અને પવિત્રતા તે શું એ તે બરાબર સમજતી હશે તો તેણી પોતાનાં પ્રાણ પણ તજી દેશે. એટલે તેમ કરવું એ પણ જો કે ઘણું દુષ્ટ છે છતાં મારી નાંખવા કરતાં તે ઘણું સારૂં છે વળી તેમાં એક આપણને બીજો લાભ પણ સમાયલો છે તે એ કે તેણીને વેચવાથી આપણને એક સારી રકમ પણ મળી જશે. અરેરે ! આવું અઘોર કૃત્ય કરવા મેં તમોને સૂચવ્યું તો ખરૂં પણ મારૂં હૃદય થડકે છે! બીજા જ્યારે અત્યારે સુખે ઉંઘ લે છે ત્યારે આપણે ચિંતાતુર અને ભયભીત સ્થિતિમાં છીએ. બીજા જન સમાજ સાથે મળી નિર્ભય કામ કરે છે ત્યારે જન સમાજને દેખતાંજ "હાય! વખતે પકડાઈ જઇશું તો ! કોઈ આપણને ઓળખશે તો !" એવા હૃદય ઉપર નિરંતર થડકા પડ્યા કરેછે. બીજા પોતાનાં બાળબચ્ચાંની સાથે આનન્દ વિલાસ કરેછે જ્યારે બાળબચ્ચાઓને મળવાનો આપણને ભાગ્યેજ વખત આવે છે. બીજા પ્રમાણીક પણે પોતાનું જીવન આનન્દના કલ્લોલમાં ગુજારે છે, જ્યારે આપણું પાપે પણ પેટ ભરાતું નથી

અને સુખ તો સ્વપ્નામાં પણ નથી મળતું. હું આજે દશ વર્ષ થયાં આ ધંધામાં જોડાયેલો છું ત્યારથી મેં મારાં બાલબચ્ચાઓને જોયાં નથી. તેઓ જીવતાં છે એમ જોકે મને ખબર મળ્યા છે પણ ભીખ માગી નિર્વાહ ચલાવતાં મેં તેમને સાંભળ્યા છે. હાય ! મારાં લાડકવાયાં બચ્ચાઓ ! તમારો જેના પર આધાર છે તે તમારો ખરેખર દુશ્મન છે ! જગતનો જેમતે લુંટારો છે તેમ તમારો પણ તે લુંટારો છે. કારણ કે જન્મ આપી તમોને છોડવામાં તમારૂં સર્વસ્વ લુંટાઈ ગયુ છે. પુત્રો ! પિતાની હયાતીમાં આ તમારી દશા ! હાય ! ધિક્કાર છે આ ધંધાને ! અને વધારે ધિક્કાર છે આ ધંધો ચલાવનાર મારા જેવા એક અજ્ઞાન લુંટારાને ! જેને હું સુખનાં સાધન માનું છું તે દુખનાંજ સાધન છે. વળી લુંટારા ગરીબ કરતાં પણ તવંગર પણે વધારે દુઃખીજ છે. અરે ! હાય ! મારે હાથે કેટલાં બધાં ખુન થયાં ! તે વડે પ્રાપ્ત કરેલી લક્ષ્મી કયાં ગઈ ! ધૂળની ધૂળમાં ગઈ, લુંટારાને પણ લુંટારા મળ્યા અને મેળવેલી લક્ષ્મી માત્ર પાપ ભોગવવાનાં બાકી રાખી ચાલી ગઈ. આ પ્રમાણે દશ વર્ષની ખુના મરકી પછી પણ હુ તો ભીખારી ને ભીખારીજ રહ્યોછું. અરે ! આ પાપમાથી હું કયારે છૂટીશ ?"

"બન્ધુઓ ! સ્ટેશન ઉપરનો કુલી પણ મસ્તાના જેવો થઈ આનન્દમાં ફરે છે, પાણી ભરી પેટ ભરનારી એક નિર્ધન

વિધવા પણ પોતાનો સમય નચિંત ગુજારે છે. સારાંશ કે દુનિયામાં સૌ કોઈ પોતાનું ગુજરાન પ્રમાણિક પણે મેળવી શકે તેમ છે ત્યારે આપણે શામાટે આવી લુંટારાની દુઃખમય સ્થિતિમા રહેવું જોઇએ ? શામાટે આ અમૂલ્ય જીવનને ધૂળમાં ફેંકી દેવું ? આટલા બધાં કરપીણ કામ માટે આપણાં જેવા દુષ્ટોને સખ્ત સજા થવી જોઇએ. છતાં હજુ સુધી આપણે પકડાયા નથી એ એક આપણાં ભાગ્યની વાત છે. નહિ તો કોણ જાણે આજે આપણા શા હાલ હોત ”

હું તો હવે આ ધધો છોડી દેવા ચાહું છું. તમે પણ આ ધંધો છોડી દીયો તો વધારે સારૂં નહિ તો પછી જેવી તમારી મરજી. મારી જીંદગીમા તો આ કૃત્ય છેલ્લુંજ છે એમ માનજો.”

ત્યારબાદ બીજાએ ફરીને કહ્યું “આજે તમારામાં આ બધુ ડહાપણ આવ્યુ જણાય છે. તમને આ ધધો કરવા કોણ ફરજ પાડે છે ? ખુશીથી મુકી દઈ વેલાસર ઘર ભેગા થઇ જશો. પંરતુ હમણા જે વ્યાધિ માથે ઝૂકી રહેલ છે તેનો તો વિચાર કરવો જોઇએ. તે સ્રીને મારી નાખવાની તમારી મરજી નથી તો અમે પણ તેમાં કયાં નારાજ છીએ. ચાલો નાસવાની કરો તૈયારી અને છોડો આ સ્થળને. નહિતો પાછળથી પસ્તાવું પડશે. જુઓ ગામની બહાર પેલી વોકળા વાળી જગ્યા છે ત્યા જઈ ટાગો રાખીએ અને પછી આ સ્રીને ડોળીમાં બેસાડી

જનાનાની માફક આપણે તેણીને લઈ જઇએ. તેણીના હાથ પગ અને મોઢું પણ મુંગો દઈ બાંધ્યું છે એટલે તે કાંઈ પણ બોલી શકવાની નથી.

## પ્રકરણ ૯મું.

### ઇહાપોહ અને વિલાપ.

મધ્ય રાત્રીનો સમય હોવાથી સૌ કોઇ નિદ્રાવશ હતાં. આવા સમયે જખીમના એક મોટા રસ્તાની બાજુએ આવેલી એક હવેલીના ત્રીજા માળમાં બત્તીનો ઝાંખો ઝાંખો પ્રકાશ જોવામાં આવતો હતો. મકાન બહારથી બંધ દેખાતું હતું અને અંદર એક લલના ઉદાસીન ચહેરે બેઠેલી હતી. માથા પરથી સાડી ઉતરી ગયેલી હોવાથી અંબોડો કાળા નાગ જેવો દ્રષ્ટિગોચર થતો હતો. આકૃતિ મનમોહન હતી. તેણીના ગૌર વર્ણના વિશાળ કપાળમાં લાલ ટીપકી જણાઇ આવતી હતી. અશ્રૂપાત કર્યો હોય એમ તેણીની ભીની આંખ અને ઉતરી ગયેલા મોં પરથી સાફ માલુમ પડતું હતું. દ્રષ્ટિ નીચી અને પોપચા અર્ધ બીડાએલ હોવાથી તેણી કાંઈ વિચાર સાગરમાં ડુબેલી હોય એમ

જણાઇ આવતું હતું. તેણીના હાથ પગ એક થાંભલા સાથે બાંધેલા હતા, મોંમાં પણ ડુચો દઈ ઉપર એક મજબૂત પાટો બાંધી લેવામાં આવ્યો હતો. પ્યારા પાઠકગણ ! આ તરૂણી બીજી કોઈ નહિ પરંતુ આપણા આ નોવેલની નાયિકા કાન્તા હતી. આપણે જાણીએ છીએ કે જખીમ સ્ટેશને ઉતર્યા પછી બહાર નીકળી પેલા બદમાસો કાંતાને મુંગો દઈ ઉપાડી લઇ ગયા હતા. તેણીને આ મકાનમાં લાવી મોઢે મુંગો દઈ હાથ પગ બાંધી તેણીને એકલી ત્યાં રાખી બારણું બંધ કરી તેણીનું શું કરવું તે સમ્બન્ધી આપસ આપસમાં ગુપ્ત ગોષ્ટી કરવા તે હવેલીની એક ગુપ્ત અને અંધારી કોટડીમાં ગયા હતા. જ્યાં તેઓએ શો નિશ્ચય કર્યો તે આપણે જાણીએ છીએ હવે આપણે કાંતા તરફ આપણી દ્રષ્ટિ ફેરવીએ.

સ્ટેશન પરથી મુંગો દઈ કાંતાનું હરણ કરવામાં આવ્યું ત્યારે કાંતાને માલુમ પડયું કે તેણી ફસાઈ ગઈ છે અને તેણીએ ધાર્યું કે હવે તેણીનો કદીપણ છૂટકારો થવાનો નથી અને પોતાના પતિને પણ પાછી મળી શકવાની નથી. ઘણા વખત સુધી તેણીએ અશ્રૂપાત કર્યો પણ જ્યારે તેણીને બાધી એકલી મકાનમા મુકી બદમાસો બહાર ચાલ્યા ગયા ત્યારે તેણી ચૂપ રહી અને છુટકારાનો અથવા તો પ્રાણુના ભોગે પણ પોતાની પવિત્રતા જાળવી રાખવાનો તેણી વિચાર કરવા લાગી. તે

મકાનની ત્રણ બારીઓ રસ્તા ઉપર પડતી હતી તેથી જો તેણીના હાથ પગ કોઈ પણ યુક્તિથી છુટા થવા પામે તો અંતિમ ઈલાજે બારીએથી પડતું મુકીને પણ તે બદમાસોના હાથમાં નહિ સપડાવાનો તેણીએ દૃઢ નિશ્ચય કરી રાખ્યો. મોઢે બાંધેલી દોરી તોડી નાંખવા તેણીએ આંચકા મારી પ્રયાસ કર્યો. આંચકા મારતાં મારતાં બાંધેલી દોરી ઢીલી પડી ગઈ અને નીચે ગરદન પર ઉતરી પડતાં મોઢું ખુલ્લું થઈ ગયું. તરતજ દાત વડે તેણીએ પોતાના હાથપગ છોડી નાંખ્યા. આ પ્રમાણે છુટી થયા પછી સૌથી પહેલાં તેણીએ તે ઓરડાને અંદરથી આસ્તે આસ્તે બંધ કરી દીધો કારણકે તેણીને લાગ્યું કે કોઈપણ રીતે તેણીનો બચાવ ન થાય અને કદાચ બદમાસો બારણું તોડી અંદર આવે તો તેમ કરવામાં કાંઈક વખત ગત થાય અને તેટલામાં તેણી પોતાના શીયળની રક્ષા ખાતર બારી પરથી સહેલાઈથી પડતું મુકી શકે. બારણું બંધ કર્યા પછી અનેક તરંગરૂપી મોજાં તેણીના હૃદય સાગરમાં આવ્યાં ઘડીકમાં તેણીને લાગ્યું કે બુમ પાડીને આસપાસથી સહાયતા મેળવવી. ઘડીકમાં તેણીને વિચાર આવ્યો કે કોઈ પહેરો ભરનાર પહેરેગીરને બારીએથી ખબર આપવી અને ઘડીકમાં દોરીબાંધી બારીએથી નીચે ઉતરી જઈ નાસી જવા તેણીએ ધાર્યું કોઇ પણ રસ્તો તેણીને ગમ્યો નહી. દરેકમાં તેણીએ વિંટબના

અને મુસીબતે દીઠી. બુમ પાડવામાં તેણીને એવો ભય જણાયો કે કદાચ આસપાસનાં લોકોની હિમ્મત ન ચાલે અને તેઓ કાંઈ મદદ ન આપે તો બુમ સાંભળતાંજ બદમાસો અહિં આવે અને પરીણામ ઘણું વિપરીત નીપજે. બુમ મારી બારી એથી પહેરેગીરને ખબર આપવામાં પણ તેટલોજ ભય સમાયલો છે વળી મધ્યરાત્રીએ હવેલી પરથી દોરી બાંધી નીચે ઉતરી નાસી જવામાં પણ ઘણુ જોખમ રહેલુ છે. એક તો નીચેના માળમાં બદમાસો બેઠેલા હોય તો તેમને ખબર પડી જાય, બીજું નાસી જતાં કદાચ બીજાના હાથમા પકડાઈ જાઉં તો ન માલુમ મારી શી ગતિ થાય તેમ ઉતરતાં ન આવડે તો પડી જતા પ્રાણ જાય ત્યારે હવે શું કરવું? વિલમ્બમાં વિટંબના છે. આવા અનેક તરંગો આવ્યા પછી એકકે સહેલો રસ્તો તેણીને માલુમ નહી પડતાં તેણી ગભરાણી. હૃદય ભરાઈ આવ્યું અને તેણીની આંખમાથી દડદડ આંસુ પડવા લાગ્યાં. તેણી વિલાપ કરવા લાગી કે "કોણજાણે મેં કેવાં અને કેટલાં પાપ કર્યાં હશે! કે મારે આટલું બધું દુઃખ સહન કરવું પડેછે અરેરે! મારી શી ગતિ થઈ છે! હું કયા! અને કેવા પાપીઓના હાથ પડેલી છું! નાનપણથીજ મારા પર એક પછી એક એમ અનેક દુઃખો પડતાં આવ્યાં છે કુંવારાપણામાં પૈસા માટે હું વેચાણી હતી અને હમણાં પૈસાને માટેજ હું

સપડાણી છું. પરણ્યા પછી જે પૈસા વડે હું મારાપોતાને સુખી માનતી હતી પણ સપડાયા પછી તેજ પૈસા વડે મને દુઃખ માલુમ પડેછે. મને રૂપ અને લક્ષ્મી ન મળી હોત તો આજ મારા જેવા હાલ થયા છે તેવા કદી થવા પામત નહિ. સતી સુલોચનાને આંધળો પતિ, ગુલાબના છોડમાં કાંટા, અને ફુલ વગરના આંબા એ જેમ કુદરતી છે તેમ લક્ષ્મી અને રૂપમાં દુખ હોય તો તેમાં નવાઈ શી. ખેર! કર્યા કર્મ ભોગવવાનાં છે. કારણકે ભાવી મિથ્યા થતું નથી. હે પ્રભુ! તું મારુરક્ષણ કરજે" આમ કેટલીક વાર વિલાપ કર્યા પછી તેણી બારીએ આવી ઉભી રહી. બારીના કમાડ આડી લપાઈ છાનામાના તેણીએ દુર નજર કરી તો થોડે છેટે એક પહેરેગીર ઉભેલો જોવામાં આવ્યો. તેણીને ખ્યાલ આવ્યોકે બુમ પાડી તેને ખબર આપવામાં તો વખતે ગંભીર પરિણાય પણ આવે પરંતુ તે ફરતો ફરતો બારી નીચે આવે તો હળવેથી યા કાંઈ ઇશારાથી ખબર આપી શકાય. પરતુ પહેરેગીર તો ત્યા ઉભોજ રહેલો જોવામાં આવ્યો. તેણીએ ઘણીવાર તેના આવવાની રાહ જોઈ. પરંતુ આ તરફ તેનુ આગમન થયુંજ નહિ આખરે તેણી થાકી અને બીજી બાજુ તરફ જોવા લાગી પરંતુ કોઈ નજરે પડયું નહિ જેમ જેમ વખત જતો હતો તેમ તેમ તેણીના ગભરાટમાં વધારો થતો જતો હતો કારણકે તેણીના

મનમાં ધાસ્તી હુતી કે કોણજાણે કઈ ક્ષણે તે બદમાસો નહિ આવે ! અને તેણીને બેહાલ નહિ કરે. તેણીએ નિશ્વાસ નાંખ્યો. લમણે હાથ મુકી ઉભી રહી. પુનઃ રસ્તા ઉપર દ્રષ્ટિ પાત કર્યો. એમ વિચાર કરતાં અને આડી અવળી નજર કરતાં તેણીએ તે ઓરડામાં પડેલા ફુલ્સકેપ કાગળો જોયા તુર્તજ તે તરફ તેણી ચાલી અને કાગળો હાથમાં લઈ લખવા માંડયુ. લખીને તેણીએ અર્ધા ફુલ્સકેપના ટુકડા રસ્તા ઉપર ફેંકવા માંડયા. કાગળના ટુકડા રસ્તા ઉપર ખડ ખડ પડવા લાગ્યા અને થોડી વારમાં તો આખો રસ્તો કાગળથી છવાઈ જઈ સફેદ થઈ ગયો.



# પ્રકરણ ૧૦મું.

## શિયળ રક્ષણ.

મધ્ય રાત્રીનો સમય હતો, સર્વત્ર સૂનકાર જણાતું હતું. કોઇ કોઇ વખત "હોલ્ટ હુ કમ્સ ધેર"ના અવાજો સંભળાતા હતા. આવે સમયે જખીમ ગામના એક સ્ટેશન પર આવેલી એક હવેલીમાંથી ધોળા કાગળના ટુકડા એક પછી એક નીચે ખડખડ પડતા હતા. પહેરેગીર ફરતો ફરતો આ હવેલી પાસે આવ્યો. તેણે ફુલ્સકેપ કાગળનાં અર્ધા ટુકડા વેરાયેલા જોયા. એટલામા ઉપરથી બીજા ટુકડા આવી તેની નજદીક પડયા. પહેરેગીરે ઉંચે જોયું પણ અંધારાને લીધે કાંઇ દેખાઇ શકયું નહિ. કાગળ લઇ દીવાસળી સળગાવી જુવે છે તો માલૂમ પડયું કે તેમાં "બચાવો" "બચાવો" એમ લખેલું હતું. તે હવેલી બદમાસોનું એક નિવાસ સ્થાન છે એમ તે પ્રથમથીજ જાણતો હતો. અને તેથી "બચાવો" "બચાવો" એ મતલબથી લખાયેલા પત્રો આવતાં તે સમજી ગયો કે કોઈ મનુષ્યનું હરણ કરી તેને ત્યાં લાવેલું હોવું જોઇએ અને તેને તક મળતાં આ પ્રમાણે પત્રથી બચાવમાટે મદદ માગી છે. તેણે મનમાં ઘણા સંકલ્પ વિકલ્પ

કર્યા પણ બદમાસો ઘણા હોવાથી ખબર પડી જાય તો જીવનું જોખમ સહન કરવું પડે એમ તેણે જાણ્યું. છેવટે વગર વિલંબે પોલીસ થાણામાં ખબર આપી વધારે પોલીસ લાવવા તે દોડી ગયો.

હવે પાલમરગંજ સ્ટેશને પુનમચંદ શું કરે છે તે આપણે તપાસીએ. સ્ટેશનથી ગાડી ઉપડી ગયા પછી પ્રથમ તો તે હેબતાઇ ઉભો રહ્યો ને શું કરવું તેના વિચારમાં તે પડયો. તરતજ કાંઇ સૂઝી આવવાથી તાર ઑફિસમાં ગયો અને ત્યાં જઇ પોતાનો એક મિત્ર કે જે ઇસ્માઇલપુર ગામે રહતો હતો તેને તાર કર્યો કે "હું અને મારી સ્ત્રી નં ૧૦ એક્ષપ્રેસ ટ્રેનમાં મુસાફરી કરતાં હતાં. અહિં એક મિત્ર સાથે વાતચીતમાં રોકાતાં અચાનક ગાડી ઉપડી ગઈ અને હું રહી ગયો છું. મારી સ્ત્રી કાતા ગાડીમાં એકલી છે, તમે તુરત સ્ટેશને જઈ ગાડીમાંથી કાંતાને ઉતારી લ્યો અને હું બીજી ગાડીમાં ત્યાં આવું છુ" તેના મિત્રને તાર મળતાં તે તુરત સ્ટેશન પર ગયો. અને ગાડી આવી પહોંચતાં તમામ ડબામાં તપાસ કરી પરંતુ કાંતાનો પતો મળ્યો નહિ. તેણે વળતો તાર આપી જણાવ્યુ જે "કાતા ગાડીમાં નથી હવે શું કરવું ? તમારા જવાબની હું સ્ટેશન પરજ રાહ જોઉં છું" આ પ્રમાણે પુનમચદને તાર મળ્યો તે

વખતે તેની શું સ્થિતિ થઈ હશે તે વાંચક વર્ગે કળી લેવી. તાર મળતાંજ તેના હૃદયપટ પર ઘણો આઘાત પડયો. કેટલોક વખત સુધી તો તેનાથી કાંઇ બોલાયું નહિ આખરે રેલ્વે પોલીસને તાર આપી કાન્તાના ગુમ થવાના ખબર આપ્યા. રેલ્વે પોલીસે ડીટેકટીવ અમરસિંહને તપાસ કરવા તારથી જણાવ્યું. અમરસિંહ તો તેજ ગાડીમાં હતો અને જખીમ સ્ટેશને એક મનોહારિણી બાનુ સાથે બે બદમાસ જેવા દેખાતા શખ્સો ઉતર્યા હતા તે તે પ્રથમથીજ જાણતો હતો. તાર મળતાં તુરત એક વળતી ગાડી કે જે તેજ વખતે ત્યાંથી જતી હતી તેમાં બેસી જખીમ સ્ટેશને આવ્યો. ઉતરતાંજ રેલ્વે સ્ટેશન પોલીસને મળ્યો અને તેને પુછ્યું કે "બેએક કલાક પહેલા અહિં એક સ્રી અને બે મર્દ ઉતર્યા હતાં ને ? પોલીસે જવાબ આપ્યો કે "હા, વળી તે સ્રી જણાવતી હતી કે તેણીનો પતિ પાછળ કોઈ સ્ટેશન પર રહી ગયો હતો અને બહાર જવાને પણ તેણી નારાજ હતી પરન્તુ સ્ટેશન માસ્તરનો હૂકમ થવાથી મેં તેણીને અને તેણીની સાથેના મર્દને બધાને બહાર કાઢયા ત્યાર બાદ ક્યાં ગયા તેની મને ખબર નથી પરન્તુ ગામમાં ગયા હશે".

ડીટેકટીવ અમરસિંહને ખાતરી થઇ કે તે બાનુ કાંતા આજ હોવી જોઇએ અને તેઓ ગામમાં યા નજીકમાંજ હશે. કારણ

કે તેમને ઉતર્યાં હજુ વધારે વખત થયો નથી આ ઉપરથી પુનમચંદને પાલમરગંજ સ્ટેશને તાર આપી જખીમ સ્ટેશને આવવા જણાવ્યું અને પોતે ગામ તરફ ચાલ્યો.

ગામમાં પેસતાં એક મોટો રસ્તો તેના જોવામાં આવ્યો બારીકાઇથી નજર કરી તો તે રસ્તા ઉપર કોઇ તેને માલૂમ પડયું નહિ તેથી તે રસ્તે તે ગુપચુપ ચાલ્યો આવ્યો. ચાલતાં ચાલતાં તે અટકયો. જમીનપર સંખ્યા બંધ કાગળનાં ટુકડા તેને નજરે પડયા. આટલા બધા કાગળ આંહી કોણે નાંખ્યા હશે ! એમ વિચાર કરેછે એટલામાં બીજા પાંચ સાત ટુકડા ખડખડ કરતા તેની ભણી આવ્યા. ઉચુ જોયું તો હજુ પણ બીજા ટુકડા તેના તરફ આવતા તેણે જેયા. તુરતજ ચોરફાનસ કે જે તેણે પોતાની પાસે સંતાડી રાખ્યું હતું તે કાઢી તેની લાઈટ ફેંકી તો બારી ઉપર ઉભેલી એક સ્ત્રીનો ચહેરો તેના જોવામા આવ્યો કે જે ચહેરો તે સ્ટેશનપર ઉતરેલી સ્ત્રીને મળતો હોય એમ તેને જણાતું હતું. કાગળમાં શું છે તે જોવા તેણે એક ટુકડો હાથમાં લીધો. તેમાં લખાએલા "બચાવો બચાવો" એવા ગભરાટનાં શબ્દ વાંચવાથી તેનું લોહી ઉકળી આવ્યું તેને ખાતરી થઇકે આ સ્ત્રી બીજી કોઇ નહિ પરન્તુ કાન્તાજ છે કે જેની તપાસ માટે પોતે ત્યાં આવેલ છે. શું કરવું ! તેના

વિચારમાં તે ગુંથાયો. તે સમજ્યો કે તરૂણી ગભરાટની બુમ પાડયા વગર આમ પત્ર ફેંકી ખબર આપેછે તેમાં કાંઇક અર્થ હશે ખરેખર તે ત્યાં એકલીજ હોવી જોઇએ નહિ તો તેણી આમ કરી શકે નહિ વળી તેણીને ભય લાગ્યો હોવો જોઇએ કે વખતે બુમ મારવાથી તેણીના હરણ કરનારાઓને ખબર પડી જાય અને તેથી કાંતો તેઓ તેણીને મારી નાંખે, બીજે ઉપાડી જાય યા તો મોઢે મુંગો દે. ખરેખર આજ કારણથી બોલ્યા વગર આ યુક્તિથી તેણી મદદ માગતી હોય એમ જણાય છે, પરન્તુ તેણીની પાસે કોઈ હોવું જોઇએ નહિ એતો નિઃસંદેહ વાત છે અને તેથી જો બારીયે થી તેણીને બારોબાર લઈ લેવામાં આવે તો વગર જોખમે કામ પાર પડે તેવું છે હુ આંહી એકલો છુ તેમ મારી પાસે કોઈ માણસો નથી તેથી પોલીસ થાણામાં જઈ તેમની મદદ લઈ આ કામ કરવું કે જેથી કદાચ બીજી આફતો આવે તોપણ તે દુર કરી શકાય.

આમ વિચાર કરી તે પણ પોલીસ થાણા તરફ ગયો પ્રથમના પહેરેગીરે ખબર આપવાથી પાંચ પોલીસ આ તરફ આવતા હતા તે તેને મળયા. તેમને પોતાની પીછાન આપી અને પછી જણાવ્યું કે જો તેને એક સીડી મળે તો તે તેણીને બારીએથી ઉતારી લઈ લીએ. તુરતજ એક પોલીસે એક સીડી

લાવી આપી. તે ડીટેકટીવ દીવાલ પર સીડી માંડી ઉપર ચડયો અને તેણે કાંતાને કહ્યું કે "બેન કાંતા હું તમારી શોધ માટે જ આવેલ છું તમારા પતિ પાલમરગંજથી રવાના થયા હશે અને તેઓ હમણાં આંહી આવી પહોંચશે તમે નીચે ઉતરો. હું તમોને કોઈ પણ જોખમે સ્ટેશને લઈ જવા તૈયાર છું મારી સાથે બીજા પણ પોલીસો છે એટલે કશી વાતનો ભય નથી અને તેથી તમે બેધડક નીચે ઉતરો પ્રભુએ સારૂં કર્યું કે તમારો તુરતજ પતો મળ્યો".

તેણીએ જવાબ આપી જણાવ્યું જે "મારી મદદ માટે આવવા હું તમારો ઘણો ઉપકાર માનુંછું. તમે કદાચ સારા માણસ હશો પણ એક વખત હું મીઠા શબ્દથી ભોળવાઈ ફસાઈ છું અને તેથી મને તમારી સાથે આવવા હિમત ચાલતી નથી તમે મારા પતિને કોઈપણ રીતે આંહી હાજર કરો એટલે હું તરતજ નીચે ઉતરીશ. હમણાં તો આંહી હું નિર્ભય છું કારણ કે કદાચ બદમાસો યા કોઇ મને પકડવા આવે તો હવે તેઓ મને પકડી શકવાના નથી. વળી જીવના જોખમે પણ મેં મારૂં શીયળ સાચવવા નિશ્ચય કરી રાખ્યો છે અને તે હવે હું સાચવી શકું તેવી સ્થિતીમાં છું કારણકે કોઈ પણ ઇલાજ નમળી આવે તો આખર આંહીથી નીચે પડી પ્રાણ અર્પણ કરીશ પરન્તુ મારી પવિત્રતાને કદી પણ લુંટાવા દઈશ નહિં".

અમરસિંહે કાંતાને ઘણીજ સમજાવી તથાપિ કોઇ પણ રીતે પોતાના નજરે પતિને જોયા સિવાય નીચે ઉતરવા તેણીએ સ્વીકાર્યું નહિ. આખરે તેણે જણાવ્યું જે "ભલે ત્યારે તમે ત્યાંજ ઉભા રહો અને કાંઈ આફ્ત જેવું આવે તો મને ખુશીથી જણાવશો. હું અહિં આ પીસ્તોલ સહિત ઉભો છું; તમારા પર કોઈ હુમલો હવે કરવાનો નથી અને કરવાની હિમ્મત કરશે તો આ પિસ્તોલ વડે તેનાં પ્રાણ જશે. તમે જરાએ ગભરાશો નહિ. હું હમણાજ તમારા પતિને બોલાવી આપું છું" એમ કહી તુરત એક પોલીસને તેણે કહ્યું કે "ટાઇમ થઈ જવાથી ગાડી આવી ગઈ હશે યા આવતી હશે; તમે સ્ટેશન પર જઈ પુનમચંદ નામના એક ગૃહસ્થને અહિં બોલાવી લાવો. તે આ તરૂણીના પતિ થાય છે." આપ્રમાણે પોલીસને રવાના કરી પોતે કાંતાને મીઠા શબ્દથી ધીરજ આપતો ત્યાંજ સીડી ઉપર પીસ્તોલ હાથમાં રાખીને ઉભો રહ્યો.



# પ્રકરણ ૧૧મું.

## સ્વપ્નવત્ સંસાર.

રાતની બધી ટ્રેનો આવી જવાથી જખીમ સ્ટેશન પર ચો તરફ શાંતિ પ્રસરી રહી હતી. સ્ટેશનના બધા કામદારો પોતાના નિવાસ સ્થાને ચાલ્યા ગયા હતા. બધી બત્તીઓને પણ બુઝાવી નાંખવામાં આવી હતી. માત્ર બહાર એક ફાનસ બળતું જોવામાં આવતું હતું કે જેનો પ્રકાશ ગામ અને સ્ટેશન વચ્ચેના રસ્તા પર પડતો હોવાથી સ્ટેશન તરફ આવતા માણસને નજીક પહોંચતાં જોઈ શકાતું હતું. તે ફાનસ પાસે બીજા કલાસના ઉતારૂઓ માટે સ્ટેશનનું વેઈટીંગ રૂમ હતું. જેની અંદર રહેલા એક દીપકના ઝાંખા પ્રકાશમાં આસ્તે આસ્તે વાતો કરતાં ત્રણ માણસો દ્રષ્ટિગોચર થતાં હતાં. આ ત્રણ શખ્સોમાનો એક બાંકડા પર બેઠેલો હતો અને બાકીના બે સામા ઉભા હતા. બાંકડા ઉપરનો યુવાન ગૌરવર્ણનો અને ખુબસુરત હતો. તેણે પહેરેલાં કપડાં સુધરેલી ફેશનનાં, સ્વચ્છ અને કિંમતી હતાં. વળી તેની બોલવાની ઢબ ઉપરથી તે ઘણો વિદ્વાન માણસ હોય એમ સાફ જણાઇ આવતું હતું. ખુબસુરત ચહેરો છતાં

તેનું મોં ઉતરી ગયેલું માલુમ પડતું હતું. આંખ પણ ભીની અને ચિંતાતુર જણાતી હતી. વળી તે પોતાની દ્રષ્ટિ ગામ તરફના રસ્તા પર હર વખત ફેરવ્યા કરતો હતો. પાઠકગણના ખ્યાલમાં હશે કે આ પુરૂષ બીજો કોઇ નહિ પરંતુ આપણી આ નોવેલ કથાનો નાયક પુનમચંદ હતો.

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે અમરસિંહનો તાર આવતાં તે તુરત રવાના થઇ પોતાના નોકર સાથે આ સ્ટેશને આવ્યો હતો. ગાડીમાંથી નીચે ઉતરતાં તેને અમરસિંહ કે કોઈ દેખાયું નહિ તેથી ગાડી ઉપડી ગયા પછી અમરસિંહના સમ્બન્ધમાં કાંઇ ખબર મેળવવા માટે સ્ટેશન જમાદારને સાથે લઇ તે અહિં સ્ટેશનના વેઇટીંગ રૂમમાં આવી બેઠો હતો.

તેણે સામે ઉભેલા પુરૂષને પુછયું "જમાદાર સાહેબ ! અહિં હમણાં થોડા વખત પહેલાં ડીટેકટીવ અમરસિંહ ટ્રેનમાથી ઉતર્યા હતા ને ?" તે જમાદારે જવાબ આપ્યો "હા, પણ તેની પહેલાં બે પુરૂષ અને એક દેવાંગના જેવી ખુબસુરત સ્ત્રી ઉતર્યા હતાં. તે તેની તપાસમા હોવાથી તેમનો પતો મેળવવા તે ગામમાં ગયો છે. જે દેવાંગના જેવી તરૂણી ઉતરી હતી તેણીએ મને જણાવ્યું હતું જે તેણીનો પતિ પાછળ પાલમરગંજ સ્ટેશને રહી ગયેલ છે અને તેની સાથે થઇ જવા

તેણી ઉતરી હતી પરંતુ સ્ટેશન માસ્તરનો હુકમ થવાથી મેં તેણીને અને તેણીની સાથેના મર્દોને બહાર કાઢ્યા. તે પછી તે કયા ગયા તેની મને ખબર નથી પરંતુ ગામમાંજ ગયેલાં હશે. ડીટેકટીવ અમરસિંહે મને તે બાબતમાં પુછયું હતું. અને તરતજ તે ગામ તરફ ગયા હતા એટલે તે તેમની શોધમાં હશે. રાતનો વખત હોવાથી અને તેમને પણ ઉતર્યા થોડોજ વખત થએલ હોવાથી તે તેમનો પતો મેળવી શકશે "તમે તેમને શું મળવા માગો છો ? " પુનમચંદે જવાબ આપ્યો "જમાદાર સાહેબ તમે જે સ્ત્રીની વાત કરો છો તેનો હું પતિ છું અને તે તેની શોધમાં ગએલ હોવાથી હું અહિં તેની રાહ જોઉં છું"

આ પ્રમાણે પુનમચંદ અમરસિંહની તપાસ સમ્બન્ધી તેમજ પોતાની સ્ત્રી સમ્બન્ધી કાંઇક ખબર મેળવવાની આશાએ તે જમાદારને પુછ પરછ કરેછે, એટલામાં સામેના રસ્તા પરથી કોઈ આવતું હોય એમ તેના પગના ધબ ધબ અવાજ પરથી જણાયું. કોણ આવેછે તે જાણવા અધીરો બન્યો. તેને એમ પણ લાગી આવ્યું કે આવનાર વખતે પોતાનેજ માટે આવતો હશે અને તેથી તે ઉઘાડી આંખે તે તરફ ટાંપીને જોઈ રહ્યો. થોડા વખતમાં કોઈ પોલીસ જેવું આવતું તેની નજરે પડયું. તે માણસ દોડતો આવતો હોવાથી પોતાનેજ માટે

આવે છે એમ ધારી વેટીંગ રૂમમાંથી બહાર નીકળી સ્ટેશનના ફાટક પાસે આવી તે ઉભો રહ્યો. તે દોડતો આવતો માણસ સિપાઈ હતો કે જેને ગત પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે અમરસિંહે મોકલ્યો હતો. ફાટક પાસે આવતાજ તેણે બૂમ પાડી કે " પુનમચંદ કિસકા નામ ? " પોલીસને પુનમચન્દ નામ પોકારતો સાંભળી તેને જરા આશ્વાસન મળ્યું અને મનમાં ઉગી આવ્યું કે જરૂર કાંતાનો પતો મળ્યો જણાય છે અને તેની ખબર આપવાને અમરસિંહે આ પોલીસને દોડતો મેલ્યો હશે. તેણે તુર્ત જવાબ આપ્યો કે " પુનમચન્દ મેરા નામ હૈ, કહો ક્યા કહના હૈ ? " પોલીસે જવાબ આપ્યો " ચલો મેરી સાથ. આપકો અમરસિંહ બુલાતે હૈ " પુનમચન્દ એટલો તો અધીરો બની ગયો હતો કે તે વખતે કાંતા સંબંધી કાંઈ પણ પુછવાનું ભુલી જતાં તેણે આવેશમાં જવાબ આપ્યો કે "ચલો" અને તુર્તજ ફાટક ઉઘાડીને તે પોલીસ સાથે ગામ તરફ દોડયો અને દોડતાં દોડતાંજ તેણે પોતાના નોકર અને પોલીસ જમાદારને પણ પોતાની પાછળ આવવા સૂચના કરી તેનો અવાજ આવતાં તેઓ બંને પણ શેઠની પાછળ દોડતા ગયા.

પુનમચંદે યાદ આવી જતાં દોડતાં દોડતાં સાથેના પોલીસને પુછયું "જમાદાર સાહેબ ! અમરસિંહ કયાં છે ? અને

તે શું કરે છે ? તે જેની શોધમાં આવેલ છે તેનો પતો મળ્યો કે કેમ ? " તે પોલીસે જવાબ આપ્યો કે તમારા પતિનો પતો મળ્યો છે. તે રસ્તા પર આવેલી બદમાસોની એક હવેલીને ત્રીજે માળે બારી પર ઉભેલાં છે અને અમરસિંહ સીડી લગાવી તે પર હાથમાં પીસ્તોલ લઈ ઉભો છે. જે ઓરડામાં તમારાં પતિ છે ત્યાં બીજું કોઈ નથી અને તેને અન્દરથી બંધ કરી દીધેલછે. અમરસિંહે તમારાં પતિને ઘણુંએ સમજાવ્યું પરન્તુ તેમણે નીચે ઉતરવા એમ કહીને ના પાડી કે " તેણી એક વખત મીઠા શબ્દમાં ફસાઈ ગઈ છે. એટલે હવે તેણીને પુરતો ભરોંસો આવતો નથી. અને તેથી તેણી નીચે ઉતરવા ઉચિત ધારતી નથી વળી તેણીએ જણાવ્યું જે " મારી શોધમાં તમે આવ્યા હો. તો ખુશીથી ત્યાં ઉભા રહી મારૂં રક્ષણ કરો. પરન્તુ હવે હું મારા શરીરને મારા પતિ સિવાય બીજા કોઈના રક્ષણ તળે મુકવા માગતી નથી કારણકે કોણજાણે ફરીને પાછી હું ઉલમાથી ચુલમા પડું તો ! બારણુ અન્દરથી બધ કરી દીધેલું હોવાથી હવે અહિં હું નિર્ભયછું, અને કોઈ પણ રીતે મારો બચાવ નહિ થાય તો આખર ઈલાજે આ બારીએથી નીચે પડતું મુકી હુ પ્રાણ ત્યાગ કરીશ પણ બદમાસોના હાથમાં હવે હું ફરીને ફસાવાની નથી. મારા ધણીને તમે બોલાવી આપશો તો હુ ખુશીથી નીચે ઉતરીશ અને

તમારો ઘણો ઉપકાર માનીશ, વળી તમોને સારૂં ઈનામ પણ આપવાને હું મારા પતિને અરજ કરીશ " આ પ્રમાણે તેમના કહેવાથી તમોને બોલાવી લાવવા મને મોકલવામાં આવ્યોછે.

બીજી બાજુ ગુપ્ત ગોષ્ટી કરી રહ્યા પછી તે ત્રણ બદમાસોએ નિશ્ચય કર્યા પ્રમાણે ટાંગાને ગામની બહાર વોંકળામાં રાખ્યો અને પછી તેમાના બે ડાળી લેવા ગયા અને એક કાંતા પાસે આવવા ઘર તરફ વળ્યો. તેની મતલબ એવી હતી કે કાંતા પાસે જઇ તેણીને સમજાવવી કે જો પોતે કાંઇ પણ બોલ્યા કે તોફાન કર્યા વગર તેમની સાથે ચાલશે તો તેણીના ઉપર કાંઇપણ વધારે જુલમ ગુજારવામાં નહિ આવે. આ ઇરાદાથી જે ઓરડામાં કાંતાને રાખવામાં આવી હતી ત્યાં તે આવ્યો. આવતાજ ઓરડો બંધ જણાયો. આસ્તેથી ધકકો મારતાં તેને માલૂમ પડયું કે તેને અન્દરથી બંધ કરી દેવામાં આવ્યો છે. તેણે બારણાની તડમાંથી નજર કરી તો તેને માલૂમ પડયું કે કાતા રસ્તા પર આવેલી એક બારી પાસે ઉભેલી છે અને તેણીનું માથું તેમજ હોઠના હલવાથી તે સમજી ગયો કે તેણી રસ્તા પર ઉભેલા કોઈ શખ્સ સાથે વાત કરે છે. ખરી હકીકત શું છે તે જાણવા તે હવેલીમાંથી બહાર નીકળી લપાઈ રસ્તા પર નજર ફેરવી તો તેને માલુમ પડયું કે કોઇ શખ્સ સીડી લગા-

વી તે પર ઉભો છે અને નીચે પાંચ પોલીસો બેઠા છે. તે સમજ્યો કે આ વાતની પોલીસને ખબર પડી ગઈ યા તો કાંતાએ પહેરેગીર માર્ફત ખબર કરી દીધી અને તે પરથી યુક્તિ કરી કાંતાને લઇ જવા પોલીસોએ ધાર્યું હશે. જરાએ વિલંબ નહિ કરતા તે તુરત હવેલી અન્દર આવ્યો અને દાખલ થતાંજ પોતાના દોસ્તોને જગાડ્યા. ડોળી લેવા ગયેલા બદમાસો પણ આવી પહોંચ્યા. જે બન્યું હતું તે તેણે સર્વને જણાવી દીધું હવે શું કરવું. તેનો દરેક જણ વિચાર કરવા લાગ્યા. છેવટે એકે જણાવ્યું કે પાંચ સાત માણસોને હવેલી પર મોકલો તેઓ ત્યાં જઈ બારણું તોડી કાંતાને ઉપાડી લાવે અને તેમાં કાંઈ તોફાન થાય યા તો કાંતાને બીજી બાજુથી ઉતારી લેવામાં આવે તો આપણે બધાએ ભેગા થઈ પોલીસ ઉપર હુમલો કરવો. તેમની સંખ્યા થોડી હોવાથી અને જી દગીનું જોખમ ખેડવું પડતું હોવાથી પોલીસો નાશી જશે એટલે પાછી ફરીને કાંતાને હાથ કરી આપણે પોબારા ભણી જઈશું. આ વાત બધાને ગમી પરન્તુ પ્રથમના ત્રણ બદમાસ માંહેલો ત્રીજો બદમાસ કે જેણે કાતાને મારી ન નાખવા પોતાનો વિરૂદ્ધ અભિપ્રાય આપ્યો હતો તેને ગમી નહિ અને તેથી તે બધાને છોડી જંગલમાં ચાલ્યો ગયો. બાકીનામાંથી પાંચ સખ્સો ઉપર હવેલીમાં ગયા અને બીજા રસ્તા તરફ ચાલ્યા.

હવેલી ઉપર ગયેલા શખ્સોએ બારણું તોડવા કુહાડાના ઘા કરવા માંડયા. કુહાડાના ઘાના અવાજ સંભળાતાંજ કાંતા ચમકી અને સમજી કે બદમાસોને બધી વાતની ખબર પડી ગઇ છે. હવે શું કરવું ! નીચે ઉભેલા સિપાઈ પણ તે વેષમાં બદમાસોજ હશે તો ! આ વિચારથી નીચે આવવા તેણીની હિમ્મત ચાલી નહિ. ત્યારે શું કરવું તેના વિચારમાં તેણી મુંઝાઈ. હમણા બાર તૂટશે અને તેણીને લઇ જવામાં આવશે તેવા ડરથી નીચે પડી પ્રાણ ત્યાગ કરવા તેણી બારી પર ચડી અને વિચાર કરવા લાગી કે " હવે મારી જીંદગી તો બચવાની નથી અને બચે તો મારી પવિત્રતા તો જરૂરજ જવાની. કલંકિત થઈ દુનિયામાં રહેવું તેના કરતાં પવિત્ર પણે મરવું હજાર દરજે સારૂં છે કારણકે એક વખતે વહેલા યા મોડું મરવુંજ છે. ઘણા નાની વયમાં મરી જાય છે. હું પણ નાની વયમાં મરી ગઈ છું એમ મારે સમજવું દુનિયા દુઃખી છે. સુખી કોઈ ભાગ્યેજ હશે. અનુભવેલાં સુખો મરતી વખતે તો એક સ્વપ્ન સમાન છે. જેમ એક સ્વપ્નમાં સુખ અને દુઃખ તાદ્રશ્ય લાગે છે. પરન્તુ જાગ્યા પછી તે સુખો કે દુઃખો જેવાં હતાં, દેખાતાં હતાં અને ન હોતાં એમ માલૂમ પડે છે તેજ પ્રમાણે આ સંસારનાં સુખ દુઃખ પણ મરતા માણ-સને સ્વપ્ન સમાન છે એટલે કે જેવાં છે ને જણાય છે તે નહિ હતા સમાન જણાશે માટે હવે ફરીને પતિને મળી સંસારનાં

સુખો મેળવવાની નકામી આશા રાખી પવિત્રપણું ગુમાવવાના જોખમમાં ઉતરવું તે વધારે સારૂં નથી પરન્તુ નીચે પડી પવિત્ર પણે પ્રાણ ત્યાગ કરવો એ શ્રેષ્ઠ છે એમ સમજી તેણી બારી ઉપર ચડી અને પ્રાર્થના કરવા લાગી કે, હે પ્રભુ ! હમણા સુધી મને જેમ પવિત્ર રાખી છે તેમ હવે મારાં પ્રાણ જતાં સુધી પણ પવિત્ર રાખજે. હમણા હું મારા પવિત્ર પણાને એક તોફાની દરિયામાં ઝીપલાવું છું. તે પ્રાણ સાથે અસ્ત પામે યા સહિસલામત કિનારે પહોંચે. એવી મારી અંતીમ પ્રાર્થના છે.

## શાર્દૂલ વિક્રિડિત.

સ્વપ્ના રૂપ નિહાળતી જગતને, ઉભી સતી બારીમાં;
કીધો નિશ્ચય કે હવે કુદી પડું, પ્રાણક્ષ આ વારિમા,
ગુણો યુક્ત જીવિત તે ઉચિત છે, તે સૌખ્યદા શ્રેષ્ઠ છે,
નિર્ગુણે ક્ષણ એક આ જીવનની, મૃત્યુ થકી નેષ્ટ છે,

ધારી ધૈર્ય અપાર, શિયળ તણી, રક્ષા તણે કારણે,
કીધી ના દરકાર જીવન તણી, છે ધન્ય તે નારને,
કાન્તા રૂપ અનુપ આર્ય મહિલા, થાજો બધી સુંદરી,
ગાજો ગુણ સદૈવ શિયળ તણા, એ ગુણ છે ઈશ્વરી.

## ॥ પ્રકરણ ૧૨મું ॥

### સમયસૂચક કાંતાની ચંચળતા.

કુદરતની લીલા અપાર છે તે કોઈ કળી શકતું નથી. માણુસ ધારે છે કંઇ અને બને છે કંઇ. રાજા પોતે જાણતો નથી કે બીજી પળે તે રંક થઇ જશે. અને રંકને ખબર નથી પડતી કે તે રાજા બનવાનો છે. આવાં સેંકડો દ્રષ્ટાંતો આપણે સાંભળીએ છીએ તેમજ કેટલાંક નજરે પણ જોઇએ છીએ. કરણુઘેલો રાજાને ઘેર જન્મ્યો હતો અને રાજા બની રાજ્યનાં અનુપમ સુખો ભોગવવા શક્તિવાન થયો હતો, પણ જ્યારે અશુભ કર્મનો ઉદય થયો ત્યારે એક ક્ષણમાં તેને બધું છોડવું પડયું હતું. તેની રાણી અને રાજ મુસલમાનોના હાથમાં ગયાં અને પોતે બાગલાણનાં જંગલોમાં ભટકી રખડી રઝળી મહાદુઃખ વેઠી મૃત્યુ પામ્યો. વનમાં જન્મ પામેલા વનરાજને પણ ખબર નહોતી કે તે રાજા થશે પણ તેના ભાગ્યમાં હતું તેથી અનેક આફતોમાંથી પસાર થયા પછી પચાસ વર્ષની ઉમરે તે રાજા થયો. હૈદરઅલી એક માત્ર લુંટારો હતો પણ તેના નસીબમા રાજ્ય સરજાયલું હતું તેથી તે પણ રાજા થયો હતો. શિવાજી પણ માત્ર એક સાધારણ મનુષ્ય હતો. છતાં ઘણી વખત કેદ

પકડાયા પછી પણ પુર્વના સંસ્કારથી તે રાજા થયો હતો. આવા એક નહિ પણ અનેક દાખલાઓ છે. અને તેથી સુખી માણસોએ એમ નથી સમજવાનું કે તેમનું સુખ નિરંતર રહેવા પામશે. તેમ દુઃખી માણસોએ પણ એમ નથી ધારવાનુ કે તેઓ હમેશાં દુઃખી સ્થિતિમાં રહેશે. તડકા પછી છાંયડો અને છાંયડા પછી તડકો હોય છે જ. જે સૂર્ય ઉગ્યો છે તે અસ્ત પામશે અને અસ્ત થયેલો સૂર્ય પાછો ઉદયને પામશે. સુખ હમેશાં રહેવાનું નથી એમ સમજી સુખીયાઓએ દુઃખીયાની સંભાળ લેવાની છે. અને દુઃખ હમેશાં રહેવાનું નથી એમ સમજી સન્તોષ પકડી દુખીયાંઓએ પ્રયાસ કર્યાં જવાનો છે. ગમે તેવી સ્થિતિમાં પણ નીતિથી વેગળા જવું ન જોઇએ, કારણ કે તે જ્યાં હોય છે ત્યાં સંપ અને લક્ષ્મી આવે છે અને જ્યાં સંપ અને લક્ષ્મી હોયછે ત્યાં સુખનો પણ વાસ હોય છે જ.

આ સંસાર ક્ષણભંગુર છે જેમાં સુખ દુઃખ રૂપી તડકા છાયા ચાલ્યાં કરે છે. પુનમચંદને ખબર નહોતી કે કાશી છોડયા પછી ટુંક વખતમા તેના ઉપર આટલી બધી આપત્તિ આવી પડશે. તે એમ નહોતો જાણતો કે આમ જોત જોતા મા ગાડી ઉપડી જશે ને પોતે રહી જશે વળી સ્વપ્ને પણ એણે એમ નહિ માન્યું હોય કે પોતાની ગેરહાજરીમાં રેલ

જેવા નિર્ભય સ્થળેથી પોતાની સ્ત્રી કાન્તાનું આ પ્રમાણે હરણ થશે. તેમ એમ પણ એને કેમ ખ્યાલ આવી શકે કે હરણ થયા પછી તુરતમાંજ તેણીનો પત્તો પણ લાગશે.

અમરસિંહ પણ જાણતો નહોતો કે માત્ર એકાદ કલાકમાં આવી અજાયબ રીતે તે કાંતાનો પત્તો મેળવી શકશે. તેને એમ પણ ખબર ન હોતી કે કાંતા આવી અજબ પમાડે એવી બાહોશી પણે કાંઇપણ અવાજ કર્યાં વગર પોતાને ખબર પહોંચાડી શકશે. કાગળના ટુકડા ફેંકી કાંતાએ પોતાના બચાવની જે બારી શોધી કાઢી તે ખરેખર અજબ છે. અબળામાં આવી સમયસૂચકતા સૂઝી આવવી એ બનવું ઘણું મુશ્કેલ છે પરન્તુ કાંતા ભણેલી અને સુધરેલી હતી. તે દરેક કામ વિચાર કર્યા પછીજ કરતી હતી. ગમે તેમ પણ અમરસિંહને આ પ્રમાણે અકલ્પિત યુક્તિથી ખબર પડે અને તેથી તે આશ્ચર્ય પામે એમાં કાંઇ નવાઈ નથી.

બદમાસો પણ નહોતા જાણતા કે કાંતાને પોતાના મકાનમાં લાવ્યા પછી પણ કાંતા આમ એકદમ છૂટી જઇ મકાન બંધ કરી કાગળના ટુકડા વડે ગુપચુપ ખબર આપી પોતાના બચાવની બારી શોધી કાઢશે. કાંતા પણ એમ નહોતી જાણતી કે તેણીને કાશી છોડ્યા પછી પતિનો વિયોગ પડશે અને તુરત બદમાસોની કપટ જાળમાં ફસાઈ જઇ ભયંકર આપત્તિનો

ભોગ થઇ પડશે. વળી એવું પણ તેણીના ખ્યાલમાં કયાંથી આવી શકે કે ફસાયા પછી તેણી છૂટી થવા પામશે અને બચાવનો ઈલાજ હાથ લાગશે. પણ આ બધું ભાવી હતું અને તે બનવા પામ્યું છે. વળી તે પણ માત્ર ત્રણ કલાક જેટલી ટુંક મુદ્દતમાં.

ગત પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે કાંતા બારી પર ચડીને પ્રભુ પ્રાર્થના કરી પ્રાણ ત્યાગ કરવા નીચે પડવા જાય છે એટલામાં દુરથી દોડતા આવતા માણુસોના પગના ધબ ધબ અવાજો સંભળાયા. હૃદયમાં દુ:ખનો દાવાનળ તો સળગતો હતો, પરંતુ સ્ટેશન પર પોતાના પતિને બોલાવવા પોલીસને મોકલવામાં આવ્યો હતો તે તેણી જાણુતી હતી તેથી કોણ આવે છે તે જાણવા તેણી અધીરી બની. જોતજોતામાં દોડતાં માણુસો નજીક આવ્યાં. કાંતાએ ઘણી આતુરતાથી દુર દ્રષ્ટિ ફેંકી જોયુ તો નજીકના એક ફાનસના અજવાળામાં પોશાક પરથી તેણીએ પોતાના પતિને ઓળખી કાઢયો. ઓળખતાંજ તેણીના હૃદયમા આનંદની જ્યોતિ પ્રગટી નીકળી. ચહેરાપર ગુલાબી લાલાશ ચડી આવી. ક્ષણુ એકનો પણ વિલંબ નહિ કરતાં ઓરડામાં પડેલી પોતાની ટૂંકને ઉચકી તેણીએ રસ્તા પર ફેંકી. ત્યારબાદ બીછાનાનું બંડલ ફેંકી એકદમ નીચે ઉતરવા સીડી પર પગ મુકયો. એટલામાં પેલું બારણુ તુટયું અને બદમાસો ઓર-

ઠામાં ધસી આવ્યા પરંતુ ત્યાં ન મળે કાંતા કે ન મળે તેણીનો સામાન. તેઓએ નીચે રસ્તા ઉપર નજર કરી તો અમરસિંહને છતરી જઇ નીચે ઉભેલો અને કાન્તાને સીડી પરથી ઉતરતાં જોયાં. એકદમ તેમણે બૂમ મારી કે "દોડો બાજી હાથથી જાયછે" અને તુરતજ તેઓ પણ એક પછી એક કાંતાની પછવાડે નીચે છતરી પડ્યા.

રસ્તા તરફ ગયેલા હવેલી વાળા બદમાસો જરૂર પડેતો હુમલો કરવાની તૈયારીમાં છૂપાઇ રહેલ હતા. પોતાના મિત્ર બદમાસોની બૂમ સાંભળતાં તેમજ કાન્તા પછવાડે તેમને નીચે છતરતાં જોઇ તેઓ પણ દોડી આવ્યા. બીજી બાજુથી પુનમચંદ અને તેની સાથેના માણસો પણ આવી પહોંચ્યા. પરંતુ મામલો બગડી ગયો અને દોડો મારોની બૂમ થઇ રહી. પોલીસો ગભરાયા કે હવે શું કરવું ? કારણ કે તેમની પાસે માત્ર લાકડીઓજ હતી જ્યારે કેટલાક દુશ્મનો પાસે તલવાર પણ હતી. તેઓએ એક બીજા સામે જોયું. એટલામાં તો બદમાસો તદન નજીક આવી પહોંચ્યા. તેમની સંખ્યા વધારે હોવાથી પોતે ફાવી શકશે નહિ એવા વિચારથી જીંદગીને નાહક જોખમમાં નહિ ઉતારતાં તેઓ નાસવા જાય છે એટલામાં પીસ્તોલના ભડાકા સંભળાયા.

——:o:——

## ॥ પ્રકરણ ૧૩મું ॥

### આનન્દ મંગળ.

પ્રાતઃકાળ થયો. આકાશમાંના તારાઓ એક પછી એક અદ્રશ્ય થવા લાગ્યા. માણસોના કોલાહલથી તેમજ ગાડી ઘોડા, ટ્રામ આદિના ખડખડાટથી રાત્રીની શાન્તિ ક્રમે ક્રમે ઓછી થવા લાગી. આવા સમયમાં કલકત્તામાં આવેલી હુગળી નદી ઉપર તરતા હાવરા પુલ પાસેથી શરૂ થતા હરીસન રોડના એક નાકા ઉપર આવેલી એક વિશાળ હવેલીમાં આનંદ મંગળ છવાઇ રહેલો છે. લોકો અહિંથી તહિં દોડતા જોવામાં આવે છે. એક ગ્રામોફોન પણ ઘણા મધુર સ્વરથી વાગી રહ્યું છે. મકાનમાં ગાલીચાને તકીયા બીછાવવામાં આવ્યા છે. સૌ કોઇ નાના પ્રકારનાં આભૂષણો પહેરી આમ તેમ ફરે છે. રસોડામાં પકવાનનાં ભોજનની તૈયારીઓ થઇ રહી છે. એટલામાં એક ટ્રામ ત્યાં આવી ઉભી રહી અને તેમાંથી કેટલાક મારવાડી યુવાનો નીચે ઉતર્યા. બીજી બાજુએથી કેટલીક બગીઓ પણ ત્યાં આવી. એક પછી એક ઉભી રહી અને તેમાંથી ઓરતો અને પુરૂષો ઉતરવા લાગ્યાં. જે મકાનમાં તેમને જવાનું હતું તે ઘણું વિશાળ મકાન હતું અને તેને બે બારણાં હતાં. એકમાં થઇને પુરૂષો

અંદર ચાલ્યા અને બીજામાં થઇને સ્ત્રીઓ અંદર દાખલ થઈ. ગાડીની ભીડ આસ્તે આસ્તે વધવાં માંડી તેમ તે વિશાળ મકાન પણ માણસોથી ચીકાર ભરાઈ ગયુ.

આ સમયે સામેના હાવડાના પુલ ઉપરથી બે રજપૂત જેવા દેખાતા માણસો આવતાં જણાયાં. તેઓ કાંઈ વિચારમા ગરકાવ થયા હોય નહિ એમ તેમની મંદ મંદ ચાલ, આડું અવળું ફેરવી જોતી તેમની આંખો અને તેમના ધીમા સ્વર પરથી જણાઈ આવતું હતું. ધીમે ધીમે ગતિ કરતા તેઓ આ વિશાળ મકાન તરફ વળ્યા અને અન્ય લોકોની સાથે તેઓ પણ અંદર પેઠા. મકાન તો કયારનું એ ચીકાર ભરાઈ ગયું હતું એટલે બેસવાને જગ્યા નહિ હોવાથી તેઓ પાછળ ઉભા રહ્યા.

ગત પ્રકરણમા બતાવ્યા પ્રમાણે પીસ્તોલનો ભડાકો થતાં આવી પહોંચેલો પુનમચંદ બેહોશ થઈ ગયો હતો. પીસ્તોલ ફોડયા પછી તુર્ત અમરસિંહે બૂમ મારી કે ભાઇઓ ગભરાશો નહિ. એટલામાં બદમાસો પોતાના એક માણસને ઘાયલ થએલો દેખી જીવ લઈને નાઠા. તત્પશ્ચાત્ પોલીસોએ તે ઘાયલ થએલા માણસને ઇસ્પીતાલમાં પહોચાડયો અને અમરસિંહ કાંતા સાથે પુનમચંદને લઇને થાણામા આવ્યો. ત્યાં પુનમચંદે બધા પોલીસોને સારાં સારાં ઇનામો આપ્યાં અને અમરસિંહને પણ રૂપિઆ બે હજારની ભેટ રજુ કરી પરન્તુ તેણે તે લેવા ના

પાડી. પુનમચંદને એમ લાગ્યું કે તેમના ઉપરી માર્ફત તેમને ભેટ મોકલવી વધારે અનુકૂળ થઈ પડશે. તે પછી અમરસિંહ સહિત તેઓ સ્ટેશને આવી ગાડીમાં બેસી કલકત્તા આગલી રાત્રે આવ્યા હતા.

જે બદમાસ ઘાયલ થયેલો હતો તેનો એક ભાઈ નાસી જવા પામ્યો હતો. જેનું નામ રણમલ હતું. રણમલને ભાઈના ઘાયલ થવાથી ઘણું લાગી આવ્યું હતું અને તેજ આવેશમાં તેણે વૈર લેવા નિશ્ચય કર્યો. તુરત પોતાના દોસ્ત ધનુને સાથે લઈ બંને કાંતા અને પુનમચંદની સાથેજ રજપૂતોના વેશમાં નીકળી સ્ટેશનથી ગાડીમાં બેસી તેજ રાતે તેઓ પણ કલકત્તા ઉતર્યા હતા. પુનમચંદ અને કાન્તાની પછવાડે પછવાડે આવી તેઓએ તેમનું મકાન જોઈ રાખ્યું હતું. રાત સ્ટેશન પરજ કાઢી હતી. લાગ ફાવે ત્યારે કાન્તાને ફરીથી ઉપાડી લઈ જવાના ઉદ્દેશથી પુનમચંદને ત્યાં નોકર રહેવા આજે સવારે તેઓ અહિં આવ્યા હતા.

જેમ પુરૂષો વાળું મકાન ચીકાર ભરાઈ ગયું હતું તેમ સ્ત્રીઓના મકાનમાં પણ એટલીજ ભીડ હતી. કેટલીક વારે સ્ત્રી વાળા ઓરડાનું પાછલું બારણું ઉઘડયું. અને તેમાંથી એક દેવાંગના જેવી સ્ત્રી અંદર આવી. અંદર આવતાં સૌ કોઈ ઉભા થયા અને આપસ આપસમાં ભેટી મળ્યા. બાદ સૌ કોઈ બેઠા. એક સ્ત્રીએ પુછયું. "કાન્તા બહેન ! તમારા ઉપર ઘણું દુઃખ

પડયું તેના માટે અમે ઘણા દિલગીર છીએ. પરન્તુ નહિ ધા-રેલી રીતે પડેલ આફતમાંથી તમારી હુશિયારી વડે તમે જે પ્રમાણે મૂક્ત થવા પામ્યા છો તે ખરેખર આનંદદાયક છે અને તેને માટે અમે બધા તમોને મુબારક બાદી આપીએ છીએ." કાન્તાએ કહ્યું "તમારી મારા તરફની ભલી લાગણી માટે હું તમારો ઉપકાર માનું છું. મારો બચાવ–ખરૂં કહું તો મારૂં સર્વસ્વ સુખ મારા પતિની મહેનત અને તેમની કૃપા દ્રષ્ટિને આભારી છે. પુર્વમાં મારાથી કાંઈ સારાં કર્મ થયેલ હશે કે જેના પુન્ય પ્રભાવથી હું આવો સમાગમ મેળવવા ભાગ્યશાળી થએલી છું. મને જેવું દુઃખ પડયું છે અને મારી જેવી સ્થિતિ થઈ હતી તેવી દુશ્મનને પણ ન થવા પામજો. પ્રભુ ! પ્રભુ ! મને તે જ્યારે યાદ આવે છે ત્યારે મારૂં હૃદય ગભરાટથી ભરાઈ જાય છે".

બીજી બાજુ પુનમચંદ અને તેને મળવા આવેલ તેમના મિત્રો સાથે આનંદી વાર્તા વિનોદ ચાલી રહેલો છે. એક મિત્રે શું બન્યું હતું તે જાણવા પ્રશ્ન કર્યો. પુનમચંદે અથથી ઇતિ સુધી બધી પોતાના ઉપર વીતેલી હકીકત કહી સંભળાવી. બાદ જણાવ્યું જે "પુર્વ ભવના શુભ કર્મથી અને આપ જેવા મિત્રોની મહેરબાનીથી અમે ગમે તેવી આફતોમાં આવ્યાં છતાં પણ તદ્દન સહી સલામત આવવા ભાગ્યશાળી થયા છીએ. મને મારી

પાડી. પુનમચંદને એમ લાગ્યું કે તેમના ઉપરી માર્ફત તેમને ભેટ મોકલવી વધારે અનુકૂળ થઈ પડશે. તે પછી અમરસિંહ સહિત તેઓ સ્ટેશને આવી ગાડીમાં બેસી કલકત્તા આગલી રાત્રે આવ્યા હતા.

જે બદમાસ ઘાયલ થયેલો હતો તેનો એક ભાઈ નાસી જવા પામ્યો હતો. જેનું નામ રણુમલ હતું. રણુમલને ભાઈના ઘાયલ થવાથી ઘણું લાગી આવ્યું હતું અને તેજ આવેશમાં તેણે વૈર લેવા નિશ્ચય કર્યો. તુરત પોતાના દોસ્ત ધનુને સાથે લઈ બંને કાંતા અને પુનમચંદની સાથેજ રજપૂતોના વેશમાં નીકળી સ્ટેશનથી ગાડીમાં બેસી તેજ રાતે તેઓ પણ કલકત્તા ઉતર્યા હતા. પુનમચંદ અને કાન્તાની પછવાડે પછવાડે આવી તેઓએ તેમનું મકાન જોઈ રાખ્યું હતું. રાત સ્ટેશન પરજ કાઢી હતી. લાગ ફાવે ત્યારે કાન્તાને ફરીથી ઉપાડી લઈ જવાના ઉદ્દેશથી પુનમચંદને ત્યાં નોકર રહેવા આજે સવારે તેઓ અહિં આવ્યા હતા.'

જેમ પુરૂષો વાળું મકાન ચીકાર ભરાઈ ગયું હતું તેમ સ્ત્રીઓના મકાનમાં પણ એટલીજ ભીડ હતી. કેટલીક વારે સ્ત્રી વાળા ઓરડાનું પાછલું બારણું ઉઘડયું. અને તેમાંથી એક દેવાંગના જેવી સ્ત્રી અંદર આવી. અંદર આવતાં સૌ કોઈ ઉભા થયા અને આપસ આપસમાં ભેટી મળ્યા. બાદ સૌ કોઈ બેઠા. એક સ્ત્રીએ પુછયું. "કાન્તા બહેન ! તમારા ઉપર ઘણું દુઃખ

પડયું તેના માટે અમે ઘણા દિલગીર છીએ. પરન્તુ નહિ ધારેલી રીતે પડેલ આફતમાંથી તમારી હુશિયારી વડે તમે જે પ્રમાણે મૂક્ત થવા પામ્યા છો તે ખરેખર આનંદદાયક છે અને તેને માટે અમે બધા તમોને મુબારક બાદી આપીએ છીએ." કાન્તાએ કહ્યું "તમારી મારા તરફની ભલી લાગણી માટે હું તમારો ઉપકાર માનું છું. મારો બચાવ–ખરૂં કહું તો મારૂં સર્વસ્વ સુખ મારા પતિની મહેનત અને તેમની કૃપા દ્રષ્ટિને આભારી છે. પુર્વમાં મારાથી કાંઈ સારાં કર્મ થયેલ હશે કે જેના પુન્ય પ્રભાવથી હું આવો સમાગમ મેળવવા ભાગ્યશાળી થએલી છું. મને જેવું દુઃખ પડયું છે અને મારી જેવી સ્થિતિ થઈ હતી તેવી દુશ્મનને પણ ન થવા પામજો. પ્રભુ ! પ્રભુ ! મને તે જ્યારે યાદ આવે છે ત્યારે મારૂં હૃદય ગભરાટથી ભરાઈ જાય છે".

બીજી બાજુ પુનમચંદ અને તેને મળવા આવેલ તેમના મિત્રો સાથે આનંદી વાર્તા વિનોદ ચાલી રહેલો છે. એક મિત્રે શું બન્યું હતું તે જાણવા પ્રશ્ન કર્યો. પુનમચદે અથથી ઇતિ સુધી બધી પોતાના ઉપર વીતેલી હકીકત કહી સંભળાવી. બાદ જણાવ્યું જે "પુર્વભવના શુભ કર્મથી અને આપ જેવા મિત્રોની મહેરબાનીથી અમે ગમે તેવી આફતોમાં આવ્યાં છતાં પણ તદ્દન સહી સલામત આવવા ભાગ્યશાળી થયા છીએ. મને મારી

જીંદગીમાં આટલાં બધાં દુઃખનો અનુભવ આગળ કદી થએલો નહિ હતો. કાન્તાની જે સ્થિતિ થઇ હતી તે ઘણીજ કફોડી હતી. જેવી આફતમા તે આવી હતી તેવી આફતમાં આવેલી બીજી સ્ત્રીઓ ભાગ્યેજ બચવા પામે. જે કાંઇ થોડુ ઘણું જ્ઞાન તેણીને મળ્યું છે તેનો તેણીએ તે વખતે સદુપયોગ કર્યો છે. આ બનાવથી મારા વિચારો હમણાં તદ્દન બદલાઇ ગયા છે. આપના પ્રતાપે મને ધનની જરા પણ ખોટ નથી અને તેથી વધારે ધન મેળવવા હવે દુનિયાના વધારે વખત મજુર થવાનુ હું પસંદ કરતો નથી. જે મને મળ્યું છે તેનો સદુપયોગ થાય એટલીજ મારી ઇચ્છા છે. આપણા મારવાડી ભાઇઓ અહિ આવી સખત મહેનત કરી પૈસા પેદા કરે છે પરન્તુ તેમાં ભાગ્યેજ કોઇ તેનો સદુપયોગ કરતો હશે. જીંદગી સુધી મહેનત અને મજુરી કરી ધનને પાછળ મુકી ઠાલી મુઠીએ ચાલ્યા જાય છે સાથે ધન મેળવવાને પાપના પોટલા બાધેલા હોય છે તેજ લઇ જાય છે આપણે આપણી આસપાસ જરૂર નજર કરવી જોઇએ. માત્ર પેટ ભરી સ્વાર્થી બની બેસી નહિ રહેતા જે કારણથી આવા સુખના સાધનો આપણે મેળવવા શક્તિવાન થયા છીએ તે કારણો વધારે મજબુત કરવાં જોઇએ કે જેથી ફરીને તેના કરતાં પણ વધારે સુખદાયક સાધન મેળવવા આપણે ભાગ્યશાળી થઇએ".

અરસપરસ ઘણી વાતચીત કર્યા પછી સૌ કોઈ ઉઠયા અને રજા માગી. એક પછી એક બધા મળવા આવેલા ગૃહસ્થો ચાલ્યા ગયા. તેમના બધાના ગયા પછી આ બે રજપૂત જેવા દેખાતા શખ્સોએ શેઠજી પાસે આવી અરજ કરી કે તમારી હકીકત સાંભળી અમોને ઘણુ લાગી આવ્યું છે. અમારામાથી એકાદ માણુસ આપની સાથે હોત તો તેમ કદી બનવા પામત નહિ. ખેર થયું તે થયું. અમે રજપૂત છીએ અને પશ્ચિમમાથી આવ્યા છીએ. અમે નોકરીની શોધમાં છીએ. આપને જરૂર હોય તો અમોને રાખશો. અમે આપને દુવા દઇશું. પુનમચદે જવાબ આપ્યો કે તમોને અહિ કોઈ ઓળખે છે? તેઓએ જવાબ આપ્યો કે અમોને કોઈ આહિ ઓળખતું નથી પરન્તુ પશ્ચિમમાથી સારા ગૃહસ્થની ખાતરી થોડા દિવસમાં આપને મેળવી આપીશું. હુમણાં જોખમ સિવાયના કામ અમોને સુપ્રત કરશો. પુનમચદને એક માણુસની દરકાર હતી તેથી રણુમલને નોકર રાખી બીજા ધનુને બીજે કયાય શોધી લેવા કહ્યું રણુમલે ધનુને નજદીકની બુધમલની પેઢીમાં નોકર રખાવ્યો. બાદ શું કરી પ્રપંચમાં ફાવી ધારેલી ધારણા પાર પાડવી તે સમ્બન્ધી તેઓ બન્ને હમેશાં એકાતમાં વાતો કરવા લાગ્યા

જીદગીમાં આટલાં બધાં દુ:ખનો અનુભવ આગળ કદી થએલો નહિ હતો. કાન્તાની જે સ્થિતિ થઇ હતી તે ઘણીજ કફોડી હતી. જેવી આફતમા તે આવી હતી તેવી આફતમાં આવેલી બીજી સ્ત્રીઓ ભાગ્યેજ બચવા પામે. જે કાંઇ થોડું ઘણુ જ્ઞાન તેણીને મળ્યુ છે તેનો તેણીએ તે વખતે સદુપયોગ કર્યો છે. આ બનાવથી મારા વિચારો હમણાં તદ્દન બદલાઇ ગયા છે. આપના પ્રતાપે મને ધનની જરા પણ ખોટ નથી અને તેથી વધારે ધન મેળવવા હવે દુનિયાના વધારે વખત મજુર થવાનુ હું પસંદ કરતો નથી. જે મને મળ્યું છે તેનો સદુપયોગ થાય એટલીજ મારી ઇચ્છા છે આપણા મારવાડી ભાઇઓ આહિ આવી સખત મહેનત કરી પૈસા પેદા કરે છે પરન્તુ તેમાં ભાગ્યેજ કોઇ તેનો સદુપયોગ કરતો હશે. જીંદગી સુધી મહેનત અને મજુરી કરી ધનને પાછળ મુકી ઠાલી મુઠીએ ચાલ્યા જાય છે સાથે ધન મેળવવાને પાપના પોટલા બાધેલા હોય છે તેજ લઇ જાય છે આપણે આપણી આસપાસ જરૂર નજર કરવી જોઇએ. માત્ર પેટ ભરી સ્વાર્થી બની બેસી નહિ રહેતાં જે કારણથી આવા સુખના સાધનો આપણે મેળવવા શક્તિવાન થયા છીએ તે કારણો વધારે મજબુત કરવાં જોઇએ કે જેથી ફરીને તેના કરતાં પણ વધારે સુખદાયક સાધન મેળવવા આપણે ભાગ્યશાળી થઇએ”.

અરસપરસ ઘણી વાતચીત કર્યા પછી એ કોઈ ઉઠયા અને રજા માગી. એક પછી એક બધા મળવા આવેલા ગૃહસ્થો ચાલ્યા ગયા. તેમના બધાના ગયા પછી આ બે રજપૂત જેવા દેખાતા શખસોએ શેઠજી પાસે આવી અરજ કરી કે તમારી હકીકત સાંભળી અમોને ઘણું લાગી આવ્યું છે. અમારામાથી એકાદ માણસ આપની સાથે હોત તો તેમ કદી બનવા પામત નહિ. ખેર થયું તે થયું. અમે રજપૂત છીએ અને પશ્ચિમમાથી આવ્યા છીએ. અમે નોકરીની શોધમાં છીએ આપને જરૂર હોય તો અમોને રાખશો અમે આપને દુવા દઇશું. પુનમચંદે જવાબ આપ્યો કે તમોને અહિ કોઈ ઓળખે છે? તેઓએ જવાબ આપ્યો કે અમોને કોઈ આહે ઓળખતું નથી પરન્તુ પશ્ચિમમાથી સારા ગૃહસ્થની ખાતરી થોડા દિવસમાં આપને મેળવી આપીશું. હમણાં જોખમ સિવાયના કામ અમોને સુપ્રત કરશો. પુનમચંદને એક માણસની દરકાર હતી તેથી રણમલને નોકર રાખી બીજા ધનુને બીજે કયાય શોધી લેવા કહ્યું રણમલે ધનુને નજદીકની બુધમલની પેઢીમાં નોકર રખાવ્યો બાદ શુ કરી પ્રપચમાં ફાવી ધારેલી ધારણા પાર પાડવી તે સમ્બન્ધી તે બન્ને હમેશાં એકાંતમાં વાતો કરવા લાગ્યા.

# પ્રકરણ ૧૪મું.

## કાંતા પર કલંક.

વહાણું વાયું, પ્રભાત થયો. પુનમચંદ બીછાનામાંથી ઉઠ્યો અને સ્નાન મંજન કરી દીવાનખાનામાં આવ્યો. સનાતન જૈન સમ્મેલન ભરવાનો નિશ્ચય થઈ ગયેલો હોવાથી તેનું હૃદય આનંદથી ઉભરાઈ જતું હતું. સેક્રેટરીની જગા પોતાનેજ મળશે એમ તેને ખાતરી હોવાથી તેનું મન પ્રફુલ્લિત થઈ રહ્યું હતું. અનેક તર્ક વિતર્કનાં મોજાં આજે તેના હૃદય સાગરમાં ઉછળી રહ્યાં હતાં. તેને જણાઈ આવ્યું કે પોતે પૈસાવાળો છે. વિદ્યા પણ સંપાદન કરી છે છતાં આજ દિવસ સુધી એક મનુષ્ય તરીકે તેણે કાંઈ પણ ફરજ બજાવી નથી. અહર્નિશ સ્વાર્થ પરાયણ રહી દુનિયાદારીની મજુરી સિવાય બીજો કોઈ પણ પાઠ તેણે ભજવી બતાવ્યો નથી. જૈનોની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ થતી જવાથી, તથા દુષ્ટ રિવાજોથી ઘણી પાયમાલી થતી હોવાથી તેમજ ધાર્મિક જ્ઞાન અને ધર્મક્રિયા તેમજ સમાજસેવા તરફ આધુનિક કેળવણી પામેલા યૂવકોનું દુર્લક્ષ હોવાથી તેનું હૃદય બળી રહ્યું હતું પરંતુ તે એકલો શું કરે ? બે હાથ વગર તાળી પડે નહિ અને હમણાં સમ્મેલનમાં હજારો

વિસ્મય થયો. કાન્તાનું અહિં કોઇ સગું સમ્બન્ધી નથી ત્યારે તેના નામનો પત્ર કોણે લખ્યો હશે! ઘડીક તે વિચારમાં પડયો. મનમાં શંકા ઉત્પન્ન થઇ. શું હશે તે જાણવા જિજ્ઞાસુ બન્યો. શકા સમાધાન માટે તે પત્ર પોતે ફોડીને વાંચ્યો. તેમા નીચે મુજબ લખેલું હતું.

પ્રિયે ! કાન્તા.

જ્યારથી તમારી સાથે મારો સમ્બન્ધ જોડાએલો છે ત્યાર થી આ હૃદય તમોને મળવા તલ્પિ રહ્યુ છે. હું ઘણી વખતે તમારે ત્યાં આવુ છું પરન્તુ કદાચિત્ તમારાં દર્શન સિવાય અન્ય વાર્તાલાપ થતો નથી. એક વખત મેળાપ થયો ત્યાર બાદ પ્રસગ પ્રાપ્ત થયો નથી. છતા તમે ધારશો તો બીજો મેળાપ પણ થઇ શકશે. મારે તમોને ઘણી હકીકત ખાનગીમાં કહેવી છે. થોડા વખત પછી તો હમેશને માટે આપણે સાથેજ રહેવાનાં છીએ. પત્ર વાંચી ફાડી નાખશો. જવાબની રાહ જોતું આ હૃદય સમય નિર્ગમન કરે છે.

લી૦ તમારો વિશ્વાસુ,
કિરતમલ તમારા હૃદય કમળમાં

પોતાનો વાસ થએલો જોવાની ઇચ્છા રાખે છે.

કાગળ વંચાઇ રહેતાં તેના શરીરમાં ધ્રૂજારી છૂટી ચહેરા ઉપર

કેટલો બધો લાભ ! ખરેખર ! સમ્મેલન એક આશિર્વાદ છે. ખરૂં કહીએ તો તે એક સ્વર્ગ સમાન સુખ પ્રદાતા છે. આપણી ફરજ બજાવવાનું સર્વોત્કૃષ્ટ સાધન છે. આત્માની ઉન્નતિ માટે તે પ્રથમ પગથીયું છે. સંસારમાં કોઇ સાર વસ્તુ હોય તો તે પરોપકાર છે અને સમ્મેલન દ્વારાજ તેનું સમ્પૂર્ણ સેવન થઇ શકે છે.

વળી તેને વિચાર આવ્યો કે જે જે પ્રજામાં આબાદી જોવામાં આવે છે તે તે પ્રજામાં સ્ત્રીઓ સુધરેલી છે. અને જ્યાં સ્ત્રી કેળવાયલી નથી ત્યા પ્રજા પણ આબાદ નથી એટલે સમ્મેલન સાથે મહિલા પરિષદ પણ જો ભરાય તો સ્ત્રીઓમાં જલ્દી સુધારા કરાવી શકાય. સાથે એમ પણ તેના હૃદયમાં ઉગી આવ્યું કે પોતાની કાન્તા સારી પેઠે કેળવાયલી હોવાથી તેમજ દ્રઢ મનની હોવાથી તે કામ તેણી બહુ સારી રીતે બજાવી શકશે. તે જાણતો હતો કે માતાઓ પાસેથી પેલા ત્રણ વર્ષમા જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તેટલું જ્ઞાન બાકીની જીંદગીમા આખી આલમ પણ આપી શકતી નથી. અને તે કારણથી મહિલા પરિષદની ઘણી જરૂર તેને જણાઇ. તેણે વિચાર કર્યો કે તે પણ થઇ શકશે. આ પ્રમાણે આનંદી ચહેરે તેનું મન અનેક તરંગો ઘડે છે એટલામા સામેથી ટપાલનો પટાવાળો એક કવર લઇ આવ્યો અને તેના હાથમાં તે આપ્યું. કવર ઉપર સરનામુ કાંતાનું જોઇ તે ચમકયો. વળી છાપ કલકત્તાનીજ જોઇ તે વધારે

જાય છે. પ્રિય કાંતા! આહા! એ શબ્દમાં કેટલો બધો પ્યાર હતો! આજે એજ શબ્દ તરફ તિરસ્કાર છૂટે છે. હવે મારે શું કરવું? શું કાંતાને ઘરમાં રાખવી? નહિ નહિ. તેમ કરવાથી નિરંતર મારૂં જીગર સળગ્યાં કરશે. તેને મારી નાંખવા મારૂં હૃદય કબુલ નહિ કરે. ત્યારે શું કરવું? તેનો વિયોગ જેમ જલ્દી થાય તેમજ કરવું. બનવાનું હતું તે બન્યું. ભાવી મિથ્યા થતું નથી. ફાંફાં ફોગટનાં છે. માથાકુટ કરી દોડધામ મચાવી નીતિ અનીતિનો વિચાર કર્યા વગર પૈસા કમાવાને માણસો મથે છે. પરન્તુ તેમ કરવામાં ચીકણાં કર્મ બંધાશે અને તે બધાં તેને ભોગવવાં પડશે. તે ભાગ્યેજ માયામાં ગોથાં ખાતું મન સમજે છે. ઘણા અસહ્ય દુઃખ શા માટે ભોગવે છે. મહેનત કરતાં પણ પેટ પૂર્ણ મળતું નથી. જ્યારે ઘણાને વગર પ્રયાસે તેના ભાગ્યોદયના બળથી વણ માગ્યાં મુકતાફળ મળે છે. ખરેખર! આ એક કર્મનો અચળ કાયદો છે. જે ધર્મવીર પુરૂષો સિવાય અન્ય કોઈ કળી શકતું નથી. હું મારા પોતાને કેવો સુખી સમજતો હતો! કેટલો બધો ભાગ્યશાળી ધારતો હતો! ધન, વિદ્યા અને ધર્મ એ ત્રણે હોવાથી લોકોનો મારા તરફ કેટલો બધો પ્રેમ હતો! પણ તે ત્રણે સંપદામાં આજે કશો ફેર નથી છતાં હું કેમ મારા પોતાને દુઃખી માનું છું! કારણ માત્ર કાંતાની ભૃષ્ટતા! વાહ! કાંતા મેં તને વૈધવ્યમાં પડતી અચાવી તેનો આ

ગ્લાનિ ચડી આવી. મુખ નિસ્તેજ બન્યું. નેત્રોની ચપળતા નાશ પામી. કોણીથી ટેબલ ઉપર અઢેલી લમણે હાથ મુકયો. તે ચકિત થયો કે હાય! આ શું બનવા પામ્યું છે! શું આ સ્વપ્નું છે કે હુ જાગૃતાવસ્થામાં છું! બુધમલની પેઢીવાળો કિ-રતમલ! ખરેખર! તે મારે ત્યાં ઘણી વખત આવે છે. શું કાન્તાએ પોતાની પવિત્રતા ખોઇ! આહા હા! કુદરત તારી ગતિ ન્યારી છે! અસહ્ય સંકટ ભોગવતાં કાંતા પવિત્રજ રહી હતી પરંતુ અહિ સ્વર્ગ જેવાં સુખ ભોગવતાં તેની પવિત્રતા નાશ પામી. અહાહા! કામદેવ તારાથી બચ્યો તે જગત્ જીત્યો. બચવું ઘણું દુષ્કર! કાંતા માટે કોને શક આવી શકે! છતાં તે પણ કામને વશ થઇ. પવિત્રતાને ગુમાવવા કરતાં જીંદગીને ગુમાવવાનું તે વધારે પસંદ કરતી હતી, વળી તે આ કસોટીમાંથી પસાર થઇ હતી. લોકો તેની પવિત્રતા માટેજ તેનાં વખાણ કરતાં હતાને એક દેવી તરીકે માનતાં હતાં. તેઓ આ વાત જા-ણશે ત્યારે શું કહેશે! ખરેખર! તીરસ્કારનો વરસાદ વરસાવશે. કાંતાતું ખરેખર બહુ ભુલી! જીવનને તેં વૃથા ગુમાવ્યું.! ન-જીવા સુખને માટે તેં બન્ને ભવ બગાડયા! બન્નેની જીંદગી ઝેર મય બનાવી! સ્વપ્નામાં પણ ન આવે એવી વાત આજે બની છે. હૃદય તે સત્ય માનવાને હજી પણ આનાકાની કરે છે. પણ પ્રત્યક્ષ પ્રમાણ સમાન આ પત્ર પાસે તે લાચાર બની

જાય છે. પ્રિય કાંતા! આહા! એ શબ્દમાં કેટલો બધો પ્યાર હતો! આજે એજ શબ્દ તરફ તિરસ્કાર છૂટે છે. હવે મારે શું કરવું? શું કાંતાને ઘરમાં રાખવી? નહિ નહિ. તેમ કરવાથી નિરંતર મારૂં જીગર સળગ્યાં કરશે. તેને મારી નાંખવા મારૂં હૃદય કબુલ નહિ કરે. ત્યારે શું કરવું? તેનો વિયોગ જેમ જલ્દી થાય તેમજ કરવું. બનવાનું હતું તે બન્યું. ભાવી મિથ્યા થતું નથી. ફાંફાં ફોગટનાં છે. માથાકુટ કરી દોડધામ મચાવી નીતિ અનીતિનો વિચાર કર્યા વગર પૈસા કમાવાને માણસો મથે છે. પરન્તુ તેમ કરવામાં ચીકણાં કર્મ બંધાશે અને તે બધાં તેને ભોગવવાં પડશે. તે ભાગ્યેજ માયામાં ગોથાં ખાતું મન સમજે છે. ઘણા અસહ્ય દુઃખ શા માટે ભોગવે છે. મહેનત કરતાં પણ પેટ પૂર્ણ મળતું નથી. જ્યારે ઘણાને વગર પ્રયાસે તેના ભાગ્યોદયના બળથી વણ માગ્યાં મુકતાફળ મળે છે. ખરેખર! આ એક કર્મનો અચળ કાયદો છે. જે ધર્મવીર પુરૂષો સિવાય અન્ય કોઈ કળી શકતું નથી. હું મારા પોતાને કેવો સુખી સમજતો હતો! કેટલો બધો ભાગ્યશાળી ધારતો હતો! ધન, વિદ્યા અને ધર્મ એ ત્રણે હોવાથી લોકોનો મારા તરફ કેટલો બધો પ્રેમ હતો! પણ તે ત્રણે સંપદામાં આજે કશો ફેર નથી છતાં હું કેમ મારા પોતાને દુઃખી માનું છું! કારણ માત્ર કાંતાની ભ્રષ્ટતા! વાહ! કાંતા મેં તને વૈધવ્યમાં પડતી અચાવી તેનો આ

બદલો ! હરણથી મહા નર્ક કરતાં પણ વધારે દુઃખમાં પડતા બચાવી તેનો આ બદલો ! ખેર તારો દોષ કાઢવો પણ નકામો છે. એ બધું મ્હારાંજ કર્મનું ફળ હશે નહિ તો મને દુ.ખ શા માટે થાય ! ખેર હવે તેનો અફ્સોસ કરવો નકામો છે. માત્ર પાપ શાંતિથી ભોગવી લેવામાંજ શ્રેય સમાયલુ છે. હવે માત્ર સો વાત.ની એક વાત કે કાંતા થી દુર થવુ અને તત્પશ્ચાત ફરી થી યોગ્ય સ્થળે લગ્ન કરી બગડી બાજી સુધારી લેવી.



## પ્રકરણ ૧૫મું.

### મનુંનો પશ્ચાતાપ.

રાત્રીનો સમય હતો. શાંન્તિ આસ્તે આસ્તે પથરાતી જતી હતી. ઘડીઆળમાં દશ વાગી ગયા હોવાથી દુકાનદારો પોતાની દુકાનો વધાવી રાત્રીની વિશ્રાંતિ લેવા ઘર તરફ વળતા હતા. માણસોની ભીડ ઓછી થઈ ગઈ હતી પરંતુ ટ્રામ તો એમને એમ ટણ ટણ કરતી ચાલ્યાંજ કરતી હતી. આ વખતે હાવડાના પુલ નજીકના એક મકાનમાંથી નીકળી એક કદાવર માણસ હરીસન રોડ ઉપર પુર્વ તરફ વળ્યો. તેના ચહેરા પર ચિંતાના અકુરો માલૂમ પડતા હતા. તે ઉતાવળી ગતિએ ચાલતો હતો. કેટલેક દુર ચાલ્યા પછી તે એક ભવ્ય અને વિશાળ મકાનમા દાખલ થયો. અંદર જઈ ચારે દિશાએ તે તપાસવા લાગ્યો. તે મકાનમાં વીજળીની બતીઓ બળતી હતી ને વીજળીક પખાઓ ચાલતા હતા. નીચે આશરે પચાસેક બીછાનાં હતા, બીછાનામા પડેલામાંના કેટલાક સુઈ ગયા હતા. કેટલાક જાગૃત હતા. કેટલાક દર્દથી પીડાતા હોવાથી "વોય ! વોય" ! કરતા હતા. કેટલાક નિદ્રા આવે ત્યાં સુધી વખત ગાળવા વાતો કરતા હતા. તે શખ્સ જોતો જોતો દક્ષિણ તરફ વળ્યો. ત્યાં ખુણામાં પડેલા

એક ખાટલા પાસે આવી નીચે બેઠો અને બોલ્યો "ભાઈ ધનું! હું આજે સવારનો બહાર ગામ ગયો હતો અને હમણાંજ આવું છું. મને શેઠેજ ખબર આપ્યા કે તમારો પગ ભાંગી ગયો છે અને તમે આ ઇસ્પીતાલમાં છો. ખબર સાંભળતાંજ શેઠજીની રજા લઈ તુર્ત ત્યાંથી રવાના થઈ હું અહિં આવું છું. ભાઈ! તમોને કેમ કરતાં વાગ્યું? હવે તબિયત કેમ છે? ડાક્ટર શું કહે છે? પગ સારો થઈ જશે ને?

ધનુંએ ગદ્દગદ કંઠે કહ્યું "ભાઈ રણમલ! હું તમારી ક્યારની રાહ જોતો હતો કારણ કે તમારા સિવાય અહિં મારૂં કોઈ સગું નથી. પ્રભુ ભલું કરો શેઠ પુનમચંદનું કે જેમની મદદથી હું હમણા બચવા પામ્યો છું. આજે સવારે મુંગા પટી નજીક હું જતો હતો એવામાં સામેથી એક ટ્રામ અને એક ઘોડાગાડી આવ્યાં. હું નાસી જતો હતો તેવામાં હડફેટમાં આવી જતાં પટકાઈ પડયો અને ઘોડાગાડીનું પૈડું મારા પર ફરી જતાં મારો પગ ભાંગી ગયો; તેમાથી ખળખળ લોહી વહેવા લાગ્યું. મને આંખે અંધારાં આવવા લાગ્યાં. કોઈ દરવાને શેઠને જઈ ખબર આપ્યા પરંતુ શેઠે ધ્યાન આપ્યું નહિ અને કહેવરાવ્યું કે ભગવાનદાસ બાગલાની ઇસ્પીતાલમાં જાઓ. મારામાં ઉઠવાની શક્તિએ નહોતી. લોકોનું ટોળું મારી આસપાસ ભેગું થયું, એટલામાં તમારા શેઠ પુનમચંદની ગાડી ત્યાથી નીકળી. મને

જોતાંજ ગાડી ઉભી રખાવી અને નીચે ઉતરી વગર વિલંબે મને ઉચકાવી ગાડીમાં બેસાડી આ દવાખાનામાં લાવ્યા. તુર્ત ડાકટરને બોલાવી મારી સારવાર માટે ભલામણ કરી. કંપાઉન્ડરોને પણ આશા આપી મારા તરફ પુરતું ધ્યાન દેવા લલચાવ્યા. થોડીવારમાં ડાકટરે મને કલોરોફૉર્મ સુંઘાડી બેહોશ કર્યો અને ભાંગી ગયેલા મારા પગના હાડકાને ઠીક કરી પાટો બાંધ્યો પ્રથમ તો મને એટલું તો દર્દ થતું હતું કે મેં બીછાનામાં ઘણાં તરફડીયાં માર્યા. ખાવાનું કાંઇ આપવામાં આવ્યું નહિ અને પીવાને બરફ સિવાય બીજું કંઈ પણ દેવાની મનાઈ કરવામાં આવી હતી. આ વખતે શેઠ પુનમચંદ મારા બિછાના પાસે ખુરશી નંખાવી બેશી મને આશ્વાસન આપતા હતા. કેટલીક વારે દર્દનું જોર કમી થયું ને શેઠે પોતાને ત્યાંથી જમવાનું મંગાવી મને આપ્યું. ત્યાર બાદ એક માણસને મારી પાસે રાખી પોતે ઘેર ગયા જે માણસ હમણાં બહાર ગયેલ છે પરંતુ તે મારી પાસેજ સુવાનો છે. શેઠ ફરીને બે વખત મારી પાસે આવી ગયા હતા. વાહ ! શેઠ સાહેબ વાહ ! ધન્ય છે તમોને અને તમારી જાતને ! એક સાધારણ નોકર જેવા અને નજીવી પીછાણ વાળા એક દુઃખી માણસ ઉપર તમારી આટલી બધી કૃપા ! વળી તમોને ભાગ્યેજ ખબર હશે કે હું તમારો એક દુશ્મન છું અને થોડા દિવસ પહેલાંજ અઘોર કૃત્ય કરી એક

કપટપત્રની જાળમાં તમોને મેં નાંખ્યા છે. તે કપટપત્ર ઉપરથી તમારા મન ઉપર ઘણી અસર થવા પામી છે તે તમારા નિ-સ્તેજ ચહેરા પરથી સ્પષ્ટ જણાઈ આવે છે. જેના ઉપર તમોએ ઉપકાર કર્યા છે તેજ દુષ્ટે તમોને દાવાનળ દુ:ખમાં નાંખ્યા છે. પ્રભુ ! પ્રભુ ! આ અઘોર પાપમાંથી હું કેમ બચું. મેં હજુ સુધીની મારી જીંદગી આવા અઘોર પાપ કરવામાંજ ગાળી છે. અને તેનાં કડવાં ફળ મારે ભોગવવાં પડશે. આજે જે હું ભોગવું છું તે કપટપત્રનુંજ ફળ છે. અફીણના છોડમાંથી કોઇને આંબા મળ્યા નથી અને આંબામાં કદી અફીણ થયુંજ નથી. લાલચ અને સ્વાર્થ વડે જે કાંઇ અન્યાય કરવામાં આવે છે તે દુ:ખ ઘટાડવાને બદલે ઉલટું વધારનારૂં છે. ભાઈ રણમલ ! આજ મેં અહિં આવેલ શેઠના એક દરવાન પાસેથી સાંભળ્યું છે કે શેઠ વહાણ ભરી પરદેશ જવા ઇચ્છે છે. શેઠે આમ એક-એક પરદેશ જવા નિશ્ચય કર્યો તેમાં મને કાંઇ શંકા આવે છે ને આતે પેલા કપટપત્રનુંજ પરિણામ હોય એમ મને લાગે છે. અને કદાચ એમજ હશે તો કાં તો કાન્તાને પાછી કાશી રવાના કરશે અને તે પોતે પરદેશમાં જઇ પાછા નહિ આવે. યા તો કાંતાને સાથે તેડી જઈ ત્યાં તેણીનું કાસળ કાઢી નાંખશે. રામ! રામ ! તે કપટપત્રનું કેવું વિપરિત પરિણામ ! કેટલો બધો અન્યાય ! કેવું અઘોર કૃત્ય ! નિર્દોષ કાન્તા ઉપર કેવું મિથ્યા

કલંક! ખરેખર! આપણે નર્કગામીજ થવાના! કારણકે તે પરિણામના કારણભૂત આપણેજ છીએ. મારી તબિયત સુધરતાં હજુ એક મહિનો લાગશે ત્યારબાદ કાંઈ યુક્તિથી સતી કાન્તા ઉપરથી કલંક ઉતરે એમ આપણે કરવું અને પછી વચન પ્રમાણે નિમકહલાલીથી નોકરી કરી ખરા પરસેવાની કમાણીનોજ લાભ લઈ આ ભવ વ્યતિત કરવો."

રણમલ કહે, "તું દર્દને લીધે ઘેલો થઇ ગયો છે. દશ રૂપૈડીમાં આપણું શું વળવાનું? અને છોકરાં કયારે ધાન ભેગાં થવાનાં? બીજાઓ જેટલી મહેનત કરે છે તેના પ્રમાણમાં તેમને મળે છે. આપણે જીંદગીનું જોખમ ખેડીએ છીએ એટલે તે પ્રમાણે આપણને મળે. જખીમમાં આપણને ગોળી વાગી હોત તો આપણાં પ્રાણ જાત કે નહિ? માટે આપણને જે મળે તે આપણી મહેનતનુંજ ફળ છે. આપણું કામ એક પ્રકારનો રિમો છે. મળ્યું તો ઘણું મળે અને પકડાયા તો જેલ મળે એટલે આપણે જે કરીએ છીએ તે માથું મુકીને કરીએ છીએ માટે આપણું કામ તે પાપકર્મ કે અઘોર કૃત્ય ગણાય નહિં. એતો બહાદુરીનુંજ કાર્ય છે. વળી તે કાંઇ બધાથી બની શકતું નથી. મે પણ સાંભળ્યું છે કે શેઠ પરદેશ જવાના છે અને વહાણો તૈયાર કરાવવા મુનીમને હુકમ પણ અપાઈ ગયો છે. હવે આપણી ધારણા પાર પડશે. શેઠ પરદેશમાં જશે. એટલે

કાન્તાને દેશમાં મોકલશે. ઘણે ભાગે મને સાથે જવા કહેશે. તું પણ કોઈ રીતે તે વખતે સાથે આવજે એટલે રસ્તામાંથીજ યુક્તિવડે આપણે ફરીને હરણ કરી કાન્તાને લઈ જઇશું. તેણીના દશ હજારના દાગીના આપણા હાથમાં આવશે. ઉપરાંત તેણી દુઃખની મારી પાછળથી આપણી થઇ રહેશે. આટલો બધો લાભ શું દશ રૂપૈડીમાં મળવાનો હતો કે ? એ તો જીવનું જોખમ ખેડે તેનેજ મળે. બીજાને ન મળે.

તું કહે છે કે કપટપત્રના અઘોર કૃત્યથીજ તારો પગ ભાંગ્યો પણ તેમ નથી તે જીંદગીનો વીમો છે. દલાલ બુદ્ધિવાળો હોય તો બન્ને બાજુએથી ખાય અને કમ અક્કલ હોય તો ભુખે મરે. વેપારી ખોટો ભાવ બતાવે તે જુઠું ન કહેવાય. એ તો વેપારની એક કળા છે. બળીઓ બે ભાગ લે તે કપટ નથી પરંતુ બહાદુરી છે. ધનપતિ થોડું વ્યાજ આપે અને વધારે લે તે લક્ષ્મીનો મહિમા છે પણ દગો નથી. આ બધા ધંધાઓ જેમ એક જાતનો વેપાર છે તેમ આપણો બહાદુરી ભરેલો કસબ પણ વેપારજ છે. જેને વધારે જોખમ તે વધારે મેળવી શકે. લાખો રૂપિયાનું જોખમ ખેડે તેને મળે તો લાખો રૂપિયા મળી આવે અને જાય તો લાખો જાય. નજીવા ધંધા વાળો પેદા પણ કમ કરે અને ગુમાવે તોપણ તેટલુંજ. આપણે પણ મોટુંજ જોખમ ખેડીએ છીએ એટલે ફાવીએ તો ઘણું પેદા કરીએ ને પકડાઇએ

તો જેલ મળે. એટલે જીંદગીના જોખમે જે કાંઇ કરવામાં આવે તે પાપ કહેવાય નહિ. વળી આ ભવમાં કરેલનો બદલો આ ભવમાંજ મળતો નથી. કારણ કે એક બ્રાહ્મણ કથા વાચતો હતો કે આપણે આ ભવે જેવાં કર્મ કરીએ તેવું આવતા ભવમાં પામીએ. એટલે કપટપત્રના પ્રતાપે તને ઇજા થઇ નથી. વળી આ વા કેસ તો ઘણાએ બને છે. હજુ હમણાજ વિલાયતી પટીમાં એક ખ્રિસ્તી ધર્મગુરૂ પડી ગયો હતો અને તેનો પગ ભાંગી જવાથી તે ડાકટરે કાપી નાંખ્યો હતો. કહે તેણે શું કપટ કર્યું હતું? તે તો ધર્મગુરૂ હતો. એટલે તારો પગ ભાગ્યો તે કપટપત્રનું ફળ નથી. વળી તું સાજો થાય તેમ છે. એ તો એક ગફલતનું પરિણામ છે. માટે તું વિમાસણ ન કર. અને બરાબર દવા લેતો જા. એટલે જલ્દી આરામ થાય. ઘણે ભાગે આપણે હવે અહિ વધારે વાર રોકાવું નહિ પડે કારણકે કપટપત્રથી ધારેલી મુરાદ જલ્દી પાર પડશે એમ જણાય છે.

ધનું.–ભાઈ તું ભૂલે છે આવા પ્રત્યક્ષ પ્રમાણથી પણ આપણે ન ચેતીએ તો ખરેખર આપણાં કમભાગ્ય! કોઇ આપણા તરફ ઉપકાર કરે તો તેના ઉપર અપકાર કેમ કરાય. જીંદગીભર આપણને માત્ર રોટલાનીજ જરૂર છે અને તે આપણને મળે છે. ઘણા લક્ષાધિપતિ અને ક્રોડાધિપતિ મરી ગયા અને દોલત પાછળ પડી રહી. મહેનત મજુરી તેમણે કરી અને ભો-

ગવટો મળવાનો હતો તેમને મળ્યો. શિરસ્તા મુજબનો વેપાર અન્યાય નથી. લુટ એ વેપાર નથી અને તેમાં બહાદુરી એ બહાદુરી નથી મારા શેઠ કિરતમલે પોતાની સ્ત્રી ઉપર લખેલ પત્રમા કાન્તા શબ્દ ઉમેરી શેઠ પુનમચદને વહેમમાં નાખવાના ખાસ ઇરાદાથી તેણીના સીરનામે તે મોકલવો એ કોઇ વેપાર કે બહાદુરીનું કામ નથી. પરંતુ તે માત્ર કપટ જાળ અને બાયલાપણું હોવાથી અઘોર કૃત્ય છે. પડછાયાની માફક આપણા સારા યા માઠા વિચાર આપણી સાથેજ આવે છે. અને તેજ વડે આપણે સુખ દુઃખ ઉપાર્જિત કરીએ છીએ. મને વાગ્યું તે મારાં કર્મનું ફળ છે અને તમારે પણ વહેલા યા મોડું તે ભોગવવુ પડશે.

આ પ્રમાણે બન્ને જણા વાતો કરે છે, એટલામાં શેઠ પુનમચદના એક બીજા નોકરે આવી કહ્યું કે ભાઇ રણમલ ! ચાલો, શેઠ કાલે સવારમા પરદેશ જવા ધારે છે અને તેથી કાંઇ જરૂરના કારણુસર તમોને બોલાવે છે.

## ॥ પ્રકરણ ૧૬સું ॥

### જંગલમાં કાંતાનો પરિત્યાગ

સૂર્યોદયનો સમય હોવાથી પૂર્વ દિશા રક્ત વર્ણની થઈ ગઈ હતી અને પહાડના શિખરો સોનેરી પીળા રંગનાં દ્રષ્ટિગોચર થતાં હતાં. રમણિય વસંત ઋતુનુ સામ્રાજ્ય હોવાથી વન નવ પલ્લવ થતાં સૃષ્ટિ દેવીએ નવીન સ્વર્ગીય મનોહરતા ધારણ કરી હતી. આ સમયે એક સ્ત્રી અને બીજો પુરૂષ એમ બે માણસો તે વનમાં આવેલા એક કુદરતી તળાવના કિનારા પર ચાલ્યા જતાં જોવામાં આવતા હતાં. સરોવરમા સુન્દર સરોજ સુમન શોભી રહ્યા હતા. લતાકુંજોમા કલાપી કેકારવ કરતા ભ્રમણ કરતા હતા. કેટલીક જગ્યાએ વિવિધ જાતનાં સુગંધી ફુલ વૃક્ષ ઝુલી રહ્યાં હતાં દરિયાની બાજુથી મંદ મંદ શિતળ અને સુગંધી વાયુ વાતો હતો. આ સૃષ્ટિ સૌંદર્યતાથી તે તરૂણીનુ હૃદય કમળ આનંદથી ઉભરાઈ જતુ હતું પડદાનશીનના બુરા રિવાજથી રિબાઈ મરવાને બદલે પોતાના વહાલા પ્રિયતમ સાથે આવા મનોહર જંગલમાં ફરી અકલ્પનીય આનંદ મેળવવાનો પોતાને આજે પ્રસંગ મળ્યો તે માટે તે તરૂણી પોતાને ભાગ્યશાળી સમજતી હતી. સ્વતંત્ર પુરૂષો મરજીમા આવે ત્યા જઈ મન-

ગમતા આનંદ મહાલે છે જ્યારે લૌકિક બુરા રિવાજથી જન્મ પામેલ પડદા રુપ કેદખાનામાં પડેલ યુવતીઓને કુદરતની મહેરબાનીનો પણ લાભ મળતો નથી, તેનો આજ સાક્ષાત અનુભવ તેણીને થયો. કેળવણી પામેલ પતિનો પોતાના ઉપર અપુર્વ પ્રેમ હોવાથી કુદરતની આ લીલા અનુભવવા પોતે શક્તિવાન થવાથી પોતાના પતિનો ઘણો ઉપકાર માનતી હતી અને મંદમંદ હસતી ઘણા આનન્દથી વિનોદ વાર્તામાં ગુંથાયલી ચાલી આવતી હતી.

સાથે ચાલ્યો આવતો તરૂણ પાતળો અને ગોરાવર્ણનો હતો. હાથમાં ભાલું હતું અને ખભે તલવાર લટકાવી હતી. કાન્તિ દીવ્ય છતાં તેમા ઉદાસીન ગંભીરતા જણાઈ આવતી હતી. વિનોદ વાર્તામાં તે હસમુખો જણાતો હતો. પરન્તુ તેનું હસવું કૃત્રિમ હતું, હૃદયનુ ન હતું કારણકે તે કંઇક બીજા વિચારમાં નિમગ્ન થયેલો હતો.

આ બે માણસો બીજા કોઇ નહિ પરન્તુ કાન્તા અને પુનમચંદ હતા પેલા કપટ પત્રથી પુનમચંદનું મન ભ્રમિત થયું હતુ. અને કાન્તા તરફ હૃદયમાં અપુર્વ પ્રેમ છતાં મન નિરંતર તેણીના વિયોગની વાંછના કરતું હતું. તે અધુરા મનને તૃપ્ત કરના કલકતાથી માલનાં વહાણો ભરીને બ્રહ્મદેશના કિનારા ઉપર વેપાર કરવાના બહાનાથી નીકળી આવ્યો હતો. દરિયામાં કેટ-

ઠીક મુસાફરી કર્યા પછી આ મનોહર નિર્જન જંગલ તેના જોવામાં આવ્યું હતું. પોતાની ધારણા પાર પાડવાને સ્થળ અનુકુળ સમજી વહાણોને તે જંગલના કિનારે લંગરવા ખલાસીઓને હુકમ આપ્યો હતો. પોતાનાં માણસોને કિનારા ઉપર રસોઈ તૈયાર કરવા જણાવી કાન્તાને લઇને આ કુદરતી તળાવના કિનારા ઉપર તે આવી પહોંચ્યો હતો. કિનારે કિનારે ઘણે દૂર ચાલ્યા પછી તેઓ બન્ને એક વિશાળ વૃક્ષ તળે જઈ પહોંચ્યાં. તે નવપલ્લવ વૃક્ષ અર્ધું તળાવપર અને અર્ધું કિનારાપર હતું. કિનારે બીજા પણ કેટલાક સુગંધી ફુલોના છોડ હતા જેમાં રંગ બેરંગી ફુલો ઝુલી રહ્યાં હતાં. સરોવર માંહેલાં કમળનાં ફુલો પણ વિકાસને પામ્યાં હતાં. આસપાસ ઝાડીનો મોટો ગુંજ હતો. આ પ્રમાણે જગ્યા ઘણી રમણિક જણાતી હતી. વળી શિતળ વાયુની લહેરકીઓ તે કુમળા રંગ ઉપર અથડાતાં મુસાફરના હૃદય પટ પર અનહદ આનંદ ઉપજતો હતો. આ સ્થળે આવતાં પુનમચન્દે કહ્યું, "પ્રિયે ! આપણે અહિં જરા વિશ્રાંતિ લઇએ. કારણ કે આ જગા ઘણી રમણિક છે એટલે એકાદ બે કલાક આનન્દમાં વીતાડી આપણે કિનારા તરફ પાછા વળીશું. એટલામાં જમવાનું પણ તૈયાર થઈ ગયું હશે એટલે જમી આપણે આપણી મુસાફરી આગળ લંબાવીશું". કાન્તાનું મન તો પહેલેથીજ પ્રફુલ્લિત હતું. વળી આવી મનોહર જગા પાસે આ-

થતાં તેણીનું મન અત્યાનન્દથી ઘણુજ વિકાસ પામ્યું. પ્રભુરૂપ પ્રેમાળ પતિના સુગ્ગ કમળમાંથી વિશ્રાંતિ લેવાના મધુર સ્વર નીકળતાં તુર્ત તેણી નીચે ઝુકી બેઠી; સાથે પુનમચંદ પણ બેઠો. ઉભય બેઠા પછી પુનમચન્દે પોતાના ગજવામાંથી એક શીશી કાઢી અને કહ્યું "પ્રિયે ! આ પ્રેમ જળ છે તે તું પી. તે ઘણું સ્વાદીષ્ટ છે. અને હૃદયને વધારે પ્રફુલ્લિત કરે તેવું છે". વગર આનાકાનીએ તે પ્રેમજળ પીઈ પતિને આલિંગન દઈ આડે પડખે તે તરૂણી સુતી. પ્રેમજળ નિદ્રા લાવનારી દવાજ માત્ર હોવાથી થોડા વખતમા તે નિદ્રાવશ થઈ. નિદ્રાવશ થતાં આલિંગન દીધેલું શરીર ઉચકી નીચે જમીન પર મેલ્યુ અને તુરત ઉભા થઇ પુનમચન્દ આસપાસ જોવા લાગ્યો. રમણિક જગ્યામાં પણ કાંતાની સૌંદર્યતા અપુર્વ લાગતી હતી. ચંદ્રમા સરખી તેની મુખાકૃતિમાં કપાળ ઉપરની ટીલી ઘણી શોભા આપી રહી હતી. છેલ્લીવાર નિહાળવા કાન્તા તરફ તેણે નજર કરી. કાંતાની શાન્ત અને મનહર મુખાકૃતિ જોતાં તેનાં હૃદયમાં થડકો ઉપજ્યો. તે થોડીવાર વિચારમાં પડયો બાદ ચોધારાં આસુ પાડી રડયો એટલામાં કપટ પત્ર ફરીને યાદ આવતાં તિરસ્કાર છૂટયો. આખમાં ઝેર ચડી આવ્યુ. પત્ર કાઢી ફરી વાચ્યો. મનના વિચાર સાથે હૃદય એકમત ન થયું કે કદાચ તેણી અપવિત્ર ન થઈ હોય એમ શંકા ઉદ્ભવી. પાછો "કિરતમલ તમારા હૃદય કમળમાં

પોતાનો વાસ થએલો જોવાની ઇચ્છા રાખે છે” તે વાક્ય વાંચી ચમક્યો પણ શંકાશીળ હૃદય થવાથી તે તુરત નીચે બેઠો અને ગજવામાંથી કાગળ પેનસીલ કાઢી કાન્તા ઉપર નીચે પ્રમાણે પત્ર લખ્યો.

કાતા !

તને ભાગ્યેજ ખબર હશે કે આજે આપણો વિયોગ થવાનો છે. સૃષ્ટિ સૌન્દર્ય દેખી તારૂં મન જેવું પ્રફુલ્લિત થયુ હતું તેવુજ તે આ વિયોગથી કદાચ દુઃખી પણ થાય. આ અંતઃકરણ તને ચાહે છે તેથીજ આ વિકરાળ ફાડી ખાનારા પ્રાણીવાળા નિર્જન અરણ્યમા તને એકલી મુકી જતાં તે ઘણું દુઃખ પામે છે. મને તારો વિયોગ કરવાનુ મુનાસિબ લાગે છે છતાં તારા પ્રેમાળ હૃદયની આકર્ષણીય શક્તિથી મારે મારૂં જીવન અશાન્તિ ભરેલી રીતે વ્યતિત કરવું પડશે એમ હુ સમજુ છું તને આવા ભયંકર સ્થળે છોડી દાવાનળ દુઃખમા નાખવા પહેલાં આ સરોવરમાં ડૂબી મરવાનું મને વધારે સારૂં લાગે છે પણ તેમ કરવામાં કેળવણીને કલક આવે એમ હું સમજુ છું વળી શકા સમાધાન થાય તો મારા પાપનો પશ્ચાતાપ કરી ફરી તને મળવાનો મને પ્રસંગ મળે એમ હું ઇચ્છું છું. કાંતા ! તું કોમળાંગી છતા અહિ તને સુવાને ધરતી અને ઓઢવાને આકાશજ છે. તું સમાજથી ઘેરાયલી હતી છતાં તારે અહિં એકલાજ રહેવાનું

છે. તું લોકોને મન એક દેવી સમાન હતી જ્યારે અહિં કોઇ અજાણ્યાને એક રાક્ષસણી સમાન થઈ પડીશ.

પ્રિય કાંતા! તારા ઉપર મારો અપૂર્વ પ્રેમ હતો છતાં આમ તને છોડી જવાને મને જે લલચાવે છે ને ફસાવે છે તે ચીઠીની એક નકલ આ સાથે છે તે વાંચી જોજે અને તેમાં લખ્યા પ્રમાણે તેં જો તારી પવિત્રતા ભૂલથી પણ ગુમાવી હોય તો તારા ઉપર અનહદ પ્રેમ રાખનાર તારા પતિને વધારે વાર દુઃખ ન થવા માટે તેમજ તારા પાપના પસ્તાવા રૂપે તું આ જંગલને તારી સ્મશાન ભૂમિ કરજે. અને કદાચ તું પવિત્રજ હો અને તને તે પત્ર સાથે કશો પણ સમ્બન્ધ ન હોય તો મારા હૃદયમાં ઉદ્ભવેલું તારા ઉપરનું કલંક ઉતારી મારા મનનું સમાધાન કરજે. જાગૃત થયા પછી આ પત્ર જો તને મળે તો તે સમ્પૂર્ણ વાંચી વિચારી જીવવું યા મરવું તેનો નિશ્ચય કરી લેજે. તારા ઉપર ખોટો આરોપ આવતો હોય તો જંગલ, એકલાપણું અને વિયોગના દુઃખથી કંટાળી, મરવાનું પસંદ નહિ કરતાં બીજો નહિ તો માત્ર કલંક ઉતારવાનાજ આશયથી ઘડી ભરની જીવન પ્રવૃતિ સ્વીકારજે ને સરોવર કિનારો છોડી દરિયા કિનારા પર વાસ કરજે. ફળ ફુલ ખાઈ દિવસ વિતાડી રાત્રી ઝાડ ઉપર ગાળજે. રક્ષણને માટે આ ભાલું અને તરવાર સાથે રાખજે. એકાદ બે દિવસમાજ અહિંથી પસાર થતાં કોઈ વહાણ

કે જહાજનો તને આશરો મળશે અને તે વડે તું દેશમાં જજે. તારી પાસે રહેલા દાગીના વડે તું તારૂં ખર્ચ ચલાવજે અને કલંક દુર થાય ત્યાં સુધી ગુપ્ત રહેજે ત્યાર બાદ યોગ્ય લાગે તો તું મને મળજે હું તારો હર્ષથી સ્વીકાર કરીશ.

હું જે કરૂં છું તે કરતી વખતે તેનો મને પસ્તાવો થાય છે. કારણ કે આ શંકાશીલ થયેલું હૃદય તને બેગુન્હા શિક્ષા કરવા આનાકાની કરે છે પરન્તુ બીજી પળે મારા ઉપર આવેલ પત્ર યાદ આવતાં ફરીને મને તે મારા કર્તવ્યમાં દ્રઢ કરે છે. વ્હાલી! હમણાં તું ભરપૂર આનન્દથી સુતી છે તારા મનહર ચિત્તમા અનેક આનન્દી સંકલ્પ વિકલ્પ થતા હશે. હું આમ અને આવે સ્થળે લાવ્યા પછી તને અચાનક છોડીને ચાલ્યો જઈશ એમ તેં સ્વપ્નામા પણ જાણ્યું નહિ હોય. બે ગુન્હા શિક્ષા થઇ હશે તો ખરેખર! જાગૃત થયા પછી તને બેહદ દુઃખ થશે પણ વહાલી તેમ થયું હોય તો ધીરજ રાખજે કારણ કે જો કે હું તને છોડીને જાઉ છું છતાં મારૂં મન તારી સાથે છે અને માત્ર શરીરજ વિખુટું પડે છે. બાહ્ય દેખાવમાં મારૂં વર્તન ગમે તેવું હશે પરન્તુ આતરિક ભાવ તો તારી સાથેજ રહેશે. અને તેટલા માટે પ્રાર્થના કરૂં છું કે તારા ઉપર આવેલ કલંક ખોટું સાબીત થવા પામો. વહાલી હવે મારૂં અંતઃકરણ ભરાઇ આવે છે અને વધારે લખી શકાતું નથી. કાગળ ઉપર પડેલા અશ્રુના

બિન્દુથી તને ખાત્રી થશે કે તને છોડીને જતી વખત મારી આંખોમાંથી ચોધારાં આંસુ પડયા છે. અને હવે પછીનું મારૂં જીવન પણ હૃદય શૂન્ય રહેશે. હવે હું જાઉં છું.

લી. તમારો પતિ પુનમચન્દ.

તમોને બે ગુન્હા શિક્ષા થઇ હોય તો તે ક્ષમા ચાહે છે"

ઉપર મુજબ પત્ર લખી ઘડી વાળી જમીન પર મુકયો અને તે ઉડી ન જાય તે માટે તે ઉપર તલવાર મુકી પછી ઉભો થયો. કાન્તાને ફરીને નિહાળી. હૃદય ઉપર ઘણો ક્ષોભ પડયો. બાદ અશ્રૃપાત કરતો કરતો દરિયા કિનારે આવ્યો. શેઠને ગમગીન અને ચિંતાતુર ચહેરે દોડી આવતા દેખી બધાં માણસો તેની પાસે દોડી આવ્યાં. શેઠે કહ્યું "મને ઘણો પસ્તાવો થાય છે કે મેં પહેલાં તમારૂં કહ્યુ માન્યુ નહિ. કાન્તા અને હું એક ઝાડ નીચે બેઠેલાં હતાં એટલામાં જંગલી પ્રાણીઓ આવ્યા. હું અને કાન્તા બન્ને જુદી જુદી દિશામાં નાઠા. ત્યાર બાદ કાન્તાની મેં ઘણીએ શોધ કરી પરન્તુ તેણીનો પતો મળ્યો નહિ. આખરે થાકી હું એક ઝાડ નીચે બેઠો. એટલામા ફરીને કેટલાંક જંગલી પ્રાણીઓએ દેખાવ દીધો. હું બહુ મુશ્કેલીથી બચી નાસી આવ્યો છું. કોણ જાણે કાન્તાનું શું થયું હશે. કદાચ્ જંગલી પ્રાણીએ તેને મારી નાખી હશે. હવે મારૂં હૃદય ફમકમે છે કારણકે જંગલી પ્રાણીઓ હજુ નજીકમાજ છે. અને

તેથી વધારે વાર ન રોકાતાં આપણે અહિંથી પ્રયાણ કરી જઇએ." શેઠનો હૂકમ થતાંજ ફાડી ખાનારાં પ્રાણીઓના ભયથી તમામ માણસો વહાણ પર ગયાં અને મુસાફરી આગળ લબાવી. બ્રહ્મદેશના કિનારે પુનમચન્દ પહોંચ્યો. પણ તેના મનને કોઈ સ્થળે વિશ્રાન્તિ મળી નહિઃ તે ઘણી વખત વિચારમા ને વિચારમાં ખાધા વગર પડયો રહેતો. તેનાં માણસો તેને ઘણું આશ્વાસન આપતાં. પરન્તુ તેને જરાએ ગોઠતું નહિ. જ્યારે જ્યારે તે એકલો રહેતો ત્યારે ત્યારે તે ચોધારાં આસુ પાડી રડતો પુરી તપાસ વગર કાન્તાને શિક્ષા કરવામા તેને પોતાની ભૂલ માલુમ પડી. તે ઘણો પશ્ચાતાપ કરવા લાગ્યો. રાત્રીએ ઉંઘ આવતી નહિ અને છેવટ તેનું શરીર લેવાતું ગયું. બ્રહ્મદેશના કિનારા પર થોડો વખત રોકાઈ માલને મળતા ભાવમા વેચી નાખી તે ગમગીન ચહેરે પાછો ફર્યો. કલકત્તા પહોંચતાં ઘણાં માણસો સામે લેવા આવ્યાં. પુનમચન્દનો પડી ગએલો ચહેરો અને સુકાઇ જઇ નિસ્તેજ બનેલું શરીર દેખી તેઓએ શોકાતુર થવાનું કારણ પુછયું પુનમચન્દે અગાઉ પોતનાં માણસોને જેવી રીતે કહ્યું હતું તેવી રીતે કહ્યું. કાન્તાને માટે સૌ કોઇને શોક થયો અને કુમળા હૃદયવાળા કેટલાકની આંખમાથી આંસુ પણ આવ્યાં.

## ॥ પ્રકરણ ૧૭મું ॥

### સ્વયમેવ ભ્રાન્તિ વિલય.

જુન મહિનાનો સમય હતો. દિશાઓએ વર્ષાઋતુનાં આભૂષણ પહેર્યા હતાં. આકાશ વાદળાંથી છવાઈ ગયેલું હોવાથી રાત અજવાળી છતાં અંધારી ઘોર દેખાતી હતી. વરસાદ ઝરમરે ઝરમર પડતો હોવાથી હવામાં મધુર શિતળતા જણાતી હતી. વચ્ચે વચ્ચે વિજળીના ચમકારા થતા હોવાથી બન્ને બાજુ પર ભવ્ય મકાન વાળો એક શાન્ત રસ્તો દ્રષ્ટિગોચર થતો હતો. વાદળાંના સંઘર્ષણથી કડાકા સાથે આકાશમાં એક મોટી મેઘ ગર્જના થતાં તે રસ્તા પર આવેલી એક હવેલીમા કાંઈ સંચળ થયો અને થોડીવારમાં બારીઓથી એક શખ્સનું ડોકું બહાર નીકળ્યું. હવેલી નીચે વરસાદનું પાણી ખળખળ ચાલ્યાં કરતું હતું. સર્વત્ર સૂનકાર પથરાઈ ગયું હતું છતાં કોઈ કોઈ વખત માણસનાં પગરખાંના અવાજો રસ્તા પર સંભળાતા હતા. બારીએ ઉભી રહી રસ્તા ઉપર તે શખ્સે નજર ફેંકી. વિજળીનો ચમકારો થતાં સામેના મકાનના દરવાજાની ઓથમાં ઉભેલા કેટલાક ભીખારીઓ તેમણે જોયા. કુદરતની છવાઈ રહેલી સૌદર્યતામાં કેટલાક આનંદથી સુતા છે ત્યારે કેટલાક વર્ષાદ-

થી ભીંજાઈ થરથર ધ્રૂજી દુઃખ પામે છે. તેમને ખાવાને અન્ન પહેરવાને કપડાં અને રહેવાને મકાન તો નથી પરન્તુ ઉભા રહેવા જેટલી જગ્યા પણ નથી. આવી અને આવી સ્થિતિમા તેઓ પોતાની જીંદગી કેમ ગુજારતાં હશે વિગેરે વિચાર સાગરમાં તેનું મન ડુબકીઓ મારવા લાગ્યું. થોડીક વારમાં તેનું હૃદય ભરાઈ આવતાં તેણે નિશ્વાસ નાંખ્યો. તે શોચ કરવા લાગ્યો કે અરે! મારાં બાળબચ્ચાં શું કરતાં હશે! મેં ઘણા દિવસ સુધી તેમની સંભાળ લીધી નથી. કારણ કે હું કેટલોક વખત થયાં અહિં આવી રહેલો છું. અહિં આવવામાં મારી જે ઇચ્છા હતી તે પરિપૂર્ણ થઈ નહિ અને હવે તો થવાનીજ નથી ત્યારે અહિં હવે બેસી રહીને શું કરવું! બહેતર છે કે પાછા જઈ બાળબચ્ચાંને મળવું. પરન્તુ નિર્ધન અવસ્થાએ જવું વ્યાજબી નથી. આપણે તો લૂટારા છઈએ અને લૂટવાનો તો આપણો ધંધોજ છે. એટલે આજે શેઠના ઘરમાંજ આવર ચાડી દર દાગીનો પૈસા જે કાંઈ હાથ આવે તે લઈ નાશી જવું. ધનુને પણ સાથેજ તેડતા જવું. કારણકે તે અહિં મારો દુઃખ સુખનો સાથી છે. વિચાર વાતાવરણમા ઘણાં આંદોલન આવ્યા પછી દ્રઢ નિશ્ચય કરી તેણે પોતાના સાથી ધનુને જગાડયો, અને પોતાની ઇચ્છા કહી બતાવી. ધનુએ જવાબ આપ્યો " ભાઈ રૂગમલ! આપણે હમણાં સુધીમાં ઘણાં ખૂન કર્યા અને ઘણી

## ॥ પ્રકરણ ૧૭મું ॥

### સ્વયમેવ ભ્રાન્તિ વિલય.

જુન મહિનાનો સમય હતો. દિશાઓએ વર્ષાઋતુનાં આભૂષણ પહેર્યા હતાં. આકાશ વાદળાથી છવાઈ ગયેલું હોવાથી રાત અજવાળી છતાં અંધારી ઘોર દેખાતી હતી. વરસાદ ઝરમરે ઝરમર પડતો હોવાથી હવામાં મધુર શિતળતા જણાતી હતી. વચ્ચે વચ્ચે વિજળીના ચમકારા થતા હોવાથી બન્ને બાજુ પર ભવ્ય મકાન વાળો એક શાન્ત રસ્તો દ્રષ્ટિગોચર થતો હતો. વાદળાંના સંઘર્ષણથી કડાકા સાથે આકાશમાં એક મોટી મેઘ ગર્જના થતાં તે રસ્તા પર આવેલી એક હવેલીમાં કાંઈ સંચળ થયો અને થોડીવારમાં બારીએથી એક શખ્સનું ડોકું બહાર નીકળ્યું. હવેલી નીચે વરસાદનું પાણી ખળખળ ચાલ્યાં કરતું હતું. સર્વત્ર સૂનકાર પથરાઈ ગયું હતું છતાં કોઈ કોઈ વખત માણસનાં પગરખાંના અવાજો રસ્તા પર સંભળાતા હતા. બારીએ ઊંચી કાઢી રસ્તા ઉપર તે શખ્સે નજર ફેંકી. વિજળીનો ચમકારો થતાં સામેના મકાનના દરવાજાની ઓથમાં ઉભેલા કેટલાક ભીખારીઓ તેમણે જોયા. કુદરતની છવાઈ રહેલી સૌંદર્યતામાં કેટલાક આનંદથી સૂતા છે ત્યારે કેટલાક વર્ષાદ-

થી ભીંજાઈ થરથર ધ્રૂજી દુઃખ પામે છે. તેમને ખાવાને અન્ન પહેરવાને કપડાં અને રહેવાને મકાન તો નથી પરન્તુ ઉભા રહેવા જેટલી જગ્યા પણ નથી. આવી અને આવી સ્થિતિમાં તેઓ પોતાની જીંદગી કેમ ગુજારતાં હશે વિગેરે વિચાર સાગરમાં તેનું મન ડુબકીઓ મારવા લાગ્યું. થોડીક વારમાં તેનું હૃદય ભરાઈ આવતાં તેણે નિશ્વાસ નાંખ્યો. તે શોક કરવા લાગ્યો કે અરે! મારાં બાળબચ્ચા શું કરતાં હશે! મેં ઘણા દિવસ સુધી તેમની સંભાળ લીધી નથી. કારણ કે હું કેટલોક વખત થયાં અહિં આવી રહેલો છું. અહિં આવવામાં મારી જે ઇચ્છા હતી તે પરિપૂર્ણ થઈ નહિ અને હવે તો થવાનીજ નથી ત્યારે અહિં હવે બેસી રહીને શું કરવું! બહેતર છે કે પાછા જઈ બાળબચ્ચાંને મળવું. પરન્તુ નિર્ધન અવસ્થાએ જવું વ્યાજબી નથી. આપણે તો લૂટારા છઇએ અને લૂટવાનો તો આપણો ધંધોજ છે. એટલે આજે શેઠના ઘરમાંજ ખાતર પાડી દર દાગીનો પૈસા જે કાંઈ હાથ આવે તે લઈ નાશી જવું. ધનુને પણ સાથેજ તેડતા જવું. કારણકે તે અહિં મારો દુઃખ સુખનો સાથી છે. વિચાર વાતાવરણમા ઘણાં આંદોલન આવ્યા પછી દ્રઢ નિશ્ચય કરી તેણે પોતાના સાથી ધનુને જગાડયો, અને પોતાની ઇચ્છા કહી બતાવી. ધનુએ જવાબ આપ્યો " ભાઈ રણમલ ! આપણે હમણાં સુધીમાં ઘણાં ખૂન કર્યા અને ઘણી

લૂટો કરી પરન્તુ પૈસાદાર તો થયાજ નહિ લૂટારો કદી પણ પૈસાદાર થવાનો નથી તેનું કારણ જે માલ તે લાવે છે તે ખરા પરસેવાથી નહિ પરન્તુ હરામખોરી અને ખુના ખરાબીથી તે લાવે છે એટલે જે રસ્તેથી તે આવે છે તે રસ્તેજ તે ચાલ્યો જાય છે અને ફોકટનું કર્મ બન્ધન વધે છે. આ કારણથીજ હું તમારી સાથે હવે ભળવા માગતો નથી. મેં જે કર્યું છે તેનો મને આજે ઘણો પસ્તાવો થાય છે અને હવે લુખી રોટલી ખાઈને પણ હું પ્રમાણિક પણે મારી જીંદગી ગુજારવા માગું છું. મારા શેઠ કિસ્તમલે પોતાની સ્ત્રી ઉપર લખેલા પત્રમાં કાંતા શબ્દ ઉમેરી પરમ પવિત્ર શાણી સતી કાન્તા ઉપર કલંક આવે તેવા આશયથી આ મકાનનું સીરનામું કરી આપણે ટપાલમાં પત્ર નાંખ્યો હતો જેનું પરિણામ એ આવ્યું કે કાન્તાને ફાડી ખાનારાં જાનવર વાળા જંગલમાં ત્યજી દેવામાં આવી. અહાહા ! કેવું કૃતઘ્ની કામ ! આપણા જેવા પાપી આ દુનિયામાં કોઈ પણ નહિ હોય ! વળી જેનું આપણે નિમક ખાધું છે તેનું સર્વસ્વ સુખ આપણે લૂટી લીધું છે. કારણ કે કાન્તાના વિયોગ પછી શેઠને જરાએ શાન્તિ મળી નથી તેમ તેને કોઈ સ્થળે મળવાની પણ નથી, કેમકે હવે તેમને બીજી કાન્તા મળવાની નથી. ઘેર ઘેર હીરા હોતા નથી. કાન્તાને તેમણે જાણી જોઈનેજ જંગલમાં છોડી હશે પરન્તુ પાછળથી

તેમને ઘણો પસ્તાવો થયો હોય એમ જણાય છે અને તેથીજ પ્રતિદિન તેમનું શરીર નબળું થતું ગયુ છે. કામ ઉપર તેમનું મન લાગતું નથી. વાજું તો તેમણે કદીપણ વગાડ્યું નથી તેમ કોઇપણ દિવસ કોઈ પણ જાતનો આનંદ કર્યો હોય એમ જ-ણાયુ નથી. આખો દહાડો તેમનું હૃદય રડયાં કરતું હશે એમ મને લાગે છે. આ પ્રમાણે તેમનું સર્વસ્વ સુખ લૂટી લીધા પછી તેનાજ ઘરમાં ચોરી કરી નાસી જવું એ ચોરી અને વિશ્વાસ ઘાત કરવું મને જરાએ સારૂં અને વ્યાજબી લાગતું નથી. હું તો હવે કદી પણ તેમ કરવાનો નથી. કદાચ શેઠની નોકરી કરવાનો મને વખત આવે તો ખુશીથી મારી જીંદગી ભર નિમકહલા-લીથી હું તે બજાવીશ અને પ્રસંગ પડયે જીવ આપીને યા કોઈ પણ રીતે હું ઋણ મુક્ત થાઉં એવી મારી પ્રાર્થના છે. તને પણ મારી સલાહ એ છે કે હવે બધાં તોફાન જવા દે. ભૂતને ભૂલી જા અને ભવિષ્યને સુધાર. કર્યા કર્મનો પસ્તાવો કર અને નેક નિષ્ટાથી કામ કરી જીવન વ્યતિત કર. આમ કરવાથીજ ભવોભવનાં દુ:ખ ટળશે અને આત્મોન્નતિના ક્રમનું પગથીયુ હાથ લાગશે. લોકો નીતિ અનીતિનો વિચાર કર્યા વગર પૈસા પેદા કરી પૈસાદાર થવા માગે છે પરન્તુ તેમાંના ઘણાખરા તો પૈસાદાર થવાને બદલે વધારે દુઃખી સ્થિતિમાં લથડી પડે છે. જ્યારે કેટલાક પૈસાદાર થાય છે ખરા પરન્તુ આખર તો તે

જે માગુ તે આપવાને આપે કબુલ કર્યું છે. એટલે આપ પ્રત્યે થયેલા મારા એક ગુન્હાની હું આપ પાસે માફી માગું છું તે જાણો, એટલે કાન્તાના સમ્બન્ધમાં સર્વ વૃતાંત હું આપને કહી સંભળાવીશ." પુનમચન્દે તેને માફી આપી ત્યાર બાદ ધનુએ કાન્તાના સમ્બન્ધમાં કપટપત્ર કેવી રીતે ઉપજાવી કાઢયો હતો તે બધું કહી સંભળાવ્યું. પરમ પવિત્ર સતિ શાણી કાન્તા આવા શબ્દ ધનુના મુખમાંથી પ્રથમ નીકળતાં પુનમચન્દના શરીરમાં ધ્રુજારી છૂટી હતી અને તેનું હૃદય ભરાઇ આવ્યું હતું. કપટ પત્રથી કાન્તા ઉપર ખોટું કલક આવ્યું છે એવું ધનુના કથન પરથી જણાતાં "મારી નિર્દોષ કાન્તા! મારી નિર્દોષ કાન્તા!" એમ તેના હૃદયમાં થઈ આવ્યું ને તે જમીન પર ઢળી પડયો. આખોમાંથી ચોધારાં આસુ વહેવા લાગ્યા. ધનુએ મો પર પાણી છાટી બેઠા કર્યા પુનમચંદ શુદ્ધિમાં આવ્યા પછી ખુરશીના એક પાયા પર કોણી મુકી હડપચીને હથેલી વડે અઢેલી શોકાતુર ચહેરે બેઠો. બેઠા પછી તેણે નિશ્વાસ નાંખ્યો કે અહા હા! બે ગુન્હા શિક્ષા અને તે પણ સતિ શિરોમણીને! તરતજ ફરીને આખમાથી આસુ દડવા લાગ્યાં. ધનુએ આશ્વાસન આપી કહ્યું "શેઠ સાહેબ આપ શોચ શ ને કરો છો. સતિ સ્ત્રીઓ કદી પણ કલંક સહિત મરતી નથી. શિયળના પ્રભાવે તેમને અણધારી મદદ મળી રહે છે. અને તેથી મારૂં તો એમજ

માનવું છે કે વનવાસી પ્રાણીઓ પણ શાણી સતિ કાન્તાને ખાઈ ગયાં નહિ હોય તે જીવતાંજ હશે અને જેમ દમયંતી અંતે નળરાજાને આવી મળ્યાં હતાં તેમ તે કોઇ દિવસ પણ આપને આવીને મળશે. આપનો હુકમ થાય તો હું કાન્તાની શોધ માટે જાઉ.",પુનમચન્દને પણ ભરોસો હતો કે કાન્તાએ પ્રાણ છોડયાં નહિ હોય. પરન્તુ પોતાની સૂચના મુજબ કલંક ન ઉતરે ત્યાં સુધી તેણી છૂપાઇને વખતે રહી હશે. તેથી તેણે ધનુને કાંતાની તપાસ માટે સાધુના છુપા વેશમાં જવા સમ્મતિ આપી અને સવાર પડતાંજ ધનુને યોગ્ય સૂચના તથા જોઇતા સાધન આપી રવાના કર્યો.



## પ્રકરણ ૧૮મું.

### હવે મારે શું કરવું ? જીવવું કે મરવું ?

પુનમચંદના ગયા પછી તે નિર્જન જંગલના કુદરતી સરોવરના કિનારા ઉપર આવેલા વૃક્ષ નીચે કાન્તા કેટલોક વખત નિદ્રાવશ પડી રહી. નિદ્રામા તેણીને સ્વપ્નું આવ્યુ કે તેણી બ્રહ્મદેશ જોવા પોતાના પતિ સાથે વહાણમાં બેસી જાય છે. વહાણ એક બેટ નજીક પહોંચતા તેણી એકાએક દરિયામા પડી ગઈ. વખત રાત્રીનો હોવાથી સૌ કોઈ નિદ્રાવશ હતાં તેથી કોઈને માલુમ પડ્યું નહિ. પાણીમાં પડયા પછી પોતે ડૂબવા લાગી પરન્તુ એટલામાં એક તરાપો હાથ લાગી જવાથી તે પર તે બેસી કિનારે આવી. કિનારે આવી જુએ છે તો વહાણ દુર ને દુર જતું નજરે પડ્યું તે ગભરાણી કે હાય ! હવે શું થશે ! આ વખતે પેલી દવાની અસર ઉતરી જતાં તેણી ઝબકીને જાગી: જાગતાં પોતાના પતિને ન દેખતા તેણી બાવરી બની. તેણીને યાદ આવ્યુ કે તેણી તે સ્થળે પોતાના પતિ સાથે આવેલ હતી અને તેના ખોળામાં માથુ મુકી સૂતી હતી મજાકની ખાતર પોતાનો પતિ વખતે સંતાઈ ગએલ હશે એમ ધારી તેણીએ પ્રથમ ઝાડ ઉપર ઉંચે જોયું ત્યાર બાદ સરોવર-

મી સપાટી ઉપર નજર ફેંકી અને છેવટે ચિંતાતુર ચ્હેરે આસ-પાસ દ્રષ્ટિ ફેરવી નિહાળી જોયુ. પરન્તુ પુનમચંદનો ક્યાંય પણ પત્તો લાગ્યો નહિ. વખતે ફાડી ખાનાર જાનવર તો નહિ લઇ ગયું હોય એવો વિચાર આવતાંજ તેણીને મૂર્છા આવી અને તેણી જમીન પર ઢળી પડી. પડતાં માથામા વાગ્યું અને ઘણું લોહી નીકળ્યું. કેટલીક વારે શુદ્ધિ આવતાં તેણી બેઠી થઇ. આંખમાંથી દડદડ આસુ વહેવા લાગ્યાં. ધ્રુસકા ખાતી ખાતી પ્રાણનાથ ! પ્રાણનાથ ! એમ પોકાર કરવા લાગી. રડીરડી આખ રાતી થઈ ગઈ. અને ગાત્ર શિથિલ થયાં. છેવટે જંગલમા પોતાના પતિની શોધ કરવા તેણીએ ધાર્યું. અને નિશ્ચય કર્યો કે કદાચ જંગલી પ્રાણીઓએ પોતાના પતિને મારી નાખ્યો હોય તો શોધ કરી તેમનાં હાડકા મેળવી દરિયા કિનારેથી પોતાનાં માણસોને બોલાવી સૌની સન્મુખ પોતાના પતિના હાડકાં સાથે સતિ થઈ બળી મરવું. આ વિચારથી જંગલમા જવા સ્વરક્ષાર્થ જમીનપર પડેલી તલવાર તેણીએ ઉચકી કે તરતજ તે નીચે દબાવેલો પત્ર તેણીની નજરે પડયો. પત્ર બન્ને બાજુ લખેલો હોવાથી તેમાં શુ લખેલુ છે ? તે કોનો હશે ? તે જાણવાની જીજ્ઞાસાથી પત્ર હાથમા લીધો. પોતાના પતિના હસ્તાક્ષર ઓળખતાં શા માટે તેમણે લખ્યો હશે ? શુ લખ્યું હશે ? તે જાણવા તેણી આતુર બની તુર્ત પત્ર ખોલી

શરૂથી અક્ષરશઃ તેણીએ વાંચવા માંડયો. પત્ર વાંચતાં વાંચતાં તેણીનું હૃદય વધારેને વધારે ભરાતું ગયું. હાથ ધ્રૂજવા લાગ્યા. ને આંખોમાંથી વધારે પાણી પડવા લાગ્યુ. પત્ર પુરો થતાં તેણીને તમર આવી અને ફરીને તેણી જમીન પર ઢળી પડી. તમરની અસર ઉતરી જતા તે બેઠી થઈ. અને નિશ્વાસ નાંખ્યો કે "અહા ! પ્રાણનાથ ! તમે મને બે ગુન્હા શિક્ષા કરી ! લૂટારાના હાથમાં હું જયારે સપડાણી હતી ત્યારે મારા બચાવ માટે આવનાર ડીટેકટીવ અમરસિંહના કહેવા છતા તમારૂં મુખારવિંદ જોયા વગર નીચે ઉતરવાની મેં સાફ ના પાડી હતી, અને બચાવનારા મોજુદ હતાં છતાં તમારા સિવાય કોઇનો પણ ભરોસો નહિ કરતા મારૂં પવિત્રપણું જાળવવા માટે જ પ્રાણ અર્પણ કરવા હું તૈયાર થઈ રહી હતી તે બનાવ આપ વિસરી ગયા ! શૃંગાર રસના શોખીન થવાથી પવિત્રતાનો કોઈ વખત નાશ થાય છે એમ જણાવી એવાં ગાયનનો પરિચય નહિ કરવા આ દાસી આપને વારંવાર વિનંતિ કરતી હતી. આ પવિત્ર ભાવનાએ પણ આપના હૃદય કમળમાં વાસો ન કર્યો. આપનું વચન મળ્યા પછી વૃદ્ધ સાથેનાં લગ્નમાંથી છટકી હું આપની સાથે આવી અને મન વચનથી હું આપને વર્યા, પછી પણ લગ્નના લૌકિક રિવાજ પહેલાં આપની સાથે એકાંત મળવા છતાં મારી વિષય વાંછના શબ્દ કે ઇશારા માત્રમાં

પણ આપે નહોતી જોઈ તે અનુભવ પણ ચુકી ગયા ! સવારમાં ઉઠી આપનાં દર્શન કરી આપની આજ્ઞાનુસાર હું બધાં કાર્ય કરતી. સમાગમ કોઇ પુરૂષનો તો શું પરન્તુ કોઈ સ્ત્રીનો પણ મે કર્યો નહોતો. આપની સાથેના આનન્દ વિલાસ સિવાયના વખતમા નૈતિક ભાવના વાળાંજ પુસ્તકો હું વાંચતી. આપાગું સનાતન જૈન સમ્મેલન નજીકમાં ભરાવાનું હોવાથી અને મહિલા પરિષદનું કામ મ રા મારફત ચલાવવાની આપની ઉમદી અતરંગ ઇચ્છાથી તેને લાયક થવા હું રાત દહાડો મહેનત કરતી હતી. મશ્કરી તો મેં સ્વપ્નામાંએ કરી નહુતી. આ પ્રમાણેનુ મારૂં વર્તન ઉપરાંત કસોટી કરવાની આપની પાસે અગાધ વિદ્યા છતાં ભ્રમિત થઈ મને નિર્દોષને આ રીતે શિક્ષા કરી નિર્જન જંગલમાં છોડી. અહાહા ! આપના જેવા શાણા પતિ ખોટી રીતે ભ્રમિત થઈ જય પણ તપાસ કર્યા સિવાય ઓચિંતા મને આ પ્રમાણે શિક્ષા કરે તે શું આશ્ચર્ય નથી ? ખેર ભાવી પ્રબળ છે અને જેમ બનવાનુ હોય છે એમજ બને છે પણ હવે મારે શું કરવું ? જીવવું કે મરવું ?

બિચારા દુઃખથી રીબાઈ સુખનાં સાધન મેળવવાને તરફડીયાં મારતાં જીવનનું સાફલ્ય કરી શકતા નથી. એટલે તેઓને માટે જીવનથી મરણ વધારે મુબારક છે. હું પણ એક દુઃખી અબળા છું. દુ:ખમાંથી છટકી સુખમાં પડી તો પણ સર્વ સુખ-

માં સાધન છતાં ભવીતવ્યતાએ મને દુઃખ સાગરમાં અત્યારે ડુબાડી છે. વળી એક પળે જે સુખ હોય છે તે બીજી પળે દુ:ખમાં પલટાઈ જાય છે. સ્ત્રીઓનો અવતાર તો દુઃખનો પુંજજ છે. તેમને દુનિયાના અનુભવનો લાભ મળતો નથી. લૌકિક રીત રિવાજને તાબે થઈ તેમને હમેશા ગૃહ જેલમા પડી રહેવું પડે છે. એટલે હમેશની જેલ ઉપરાંત આવાં આવાં અસહ્ય સકટમાંથી ઘણી મુસીબતો વેઠી પસાર થવુ તેના કરતા મરવું વધારે પ્રિય છે. જીવનથી જીંદગીનું સાફલ્ય થાય છે ખરૂ, પરન્તુ હમણા મારા સંજોગો તેવા નથી. એટલે મારા માટે મરવું વધારે બહેતર છે. પરન્તુ મારા મરણથી મારા પતિના હૃદયમાં મારા ઉપર આવેલા કલંક ઉપરથી મારા પ્રત્યે હમેશા તિરસ્કાર વાસ કરશે. એટલે તે કલંક દૂર ન થાય ત્યાં સુધી તો મારે કોઈ પણ પ્રકારે જીવનને વધારે પસદ કરવું જોઈએ વળી મારા પતિનો મારા ઉપર નિતાન્ત પ્રેમ છે જે તેમણે લખેલા પત્ર પરથી સ્પષ્ઠ માલુમ પડે છે. તેજ પ્રેમના કારણે મારો વિયોગ તેમને અસહ્ય થઈ પડયો અને રૂદન કરતા કરતા તેમણે મને છોડી છે. વળી તેઓ પોતાનું હૃદય મારી પાસે મુકી માત્ર શરીરનેજ લઇ ગયા છે. એટલે વાસ્તવિક રીતે તેમણે મને છોડી નથી. એટલે કલંક ઉતર્યા પછી મારા પતિનો મારા પર ડબલ પ્રેમ થવા પામશે. તે પ્રેમનો લાભ લઈ સાસારિક

સુખ ભોગવવાને બદલે મારા સ્ત્રી જીવનની સાફલ્યતા 'કરૂં' તો તે વધારે શ્રેયસ્કર છે. કલંક પણ ઉતરે અને જીવનની પણ સાફલ્યતા થાય. આ બે કારણને માટે જીવન પ્રવૃત્તિ મારે સ્વીકારવી જોઇએ પરન્તુ તે કુદરત સ્વીકારવા દે ત્યારે ખરૂં: કારણ કે હું અહિં અરણ્યમાં એકલી, ફાડી ખાનારાં પ્રાણીઓની વચ્ચમાં છું. સુવાને જમીન ઓઢવાને આકાશ અને ખાવાને હવા છે. જે જંગલ મારા પ્રેમાળ પતિની સાથે મને મધુરૂં લાગતું હતું તે અત્યારે મને વિક્રાળ અને બીહામણું લાગે છે. હવે વિલંબ નહિ કરતાં જંગલનો આ ભાગ છોડી જેમ બને તેમ સત્વર હું દરિયા કિનારે જઇ પહોંચું તો સારૂં કે જ્યાં મારા બચાવનું સાધન મળી શકે તેમ છે.

જીવન પ્રવૃતિ સ્વીકાર્યા પછી કાંતાએ કર લાંબો કરી ભાલું પણ હાથમાં લીધું અને મંદ મંદ ગતિએ દરિયા તરફ પ્રયાણ કર્યું તેણીનું હૃદય ધડકતું હતું. આંખમાંથી જળ વરસતું હતું. ભયંકર જંગલનો ડર લાગવાથી તરવાર વડે પોતાનું ગળું કાપી જીંદગીને ખતમ કરવાના તેણીને ઉભરા આવી જતા હતા પરન્તુ તેજ ક્ષણે પતિનો પવિત્ર પ્રેમ અને કલંક ઉતારી મળેલા સાધન વડે જીંદગીનું સાફલ્ય કરવાની આકાંક્ષા સ્ફુરી આવતાં તે ઉછાળા નરમ પડી જતા હતા. કેટલાક વખત પછી તે દરિયા કિનારે જઈ પહોંચી. જે જગોએ પોતાનાં માણસો

ઉતર્યાં હતાં ત્યાં રાખ અને પત્થરના ઢગલા જોઇ તે ફરીને રડી પડી. આ વખતે તેણીને ભૂખ લાગી આવી હતી પરન્તુ ભયંકર જંગલમાં જઇ તેની શોધ કરવાની તેણીની હિમ્મત ચાલી નહિ. અને તેથી ભૂખી અને તરસી આંખોમાંથી જળ વરસાવતી એક રાક્ષસણીની માફક હાથમાં ભાલું અને તલવાર લઈ પોતાના બચાવ માટે કોઇ વહાણ યા સ્ટીમરની આવવાની ચિંતાતુર ચહેરે રાહ જોતી તે દરિયા કિનારે એક પત્થરની પુતળી માફક ઉભી રહી.



## પ્રકરણ ૧૯મું.

### દુઃખના પડછાયા ।

ગત પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે કાંતા દરિયા કિનારે આવી પોતાના બચાવની રાહ જોતી ચિંતાતુર ચહેરે ઉભી રહી. એક બાજુ ભયંકર જંગલ આવેલું હતું અને બીજી તરફ ભયંકર વારિધિ નજરે પડતો હતો. ઉભા રહી દરિયાની સપાટી ઉપર દ્રષ્ટિ મર્યાદા સુધી તેણીએ નજર ફેરવી. પરન્તુ કશુંએ દ્રષ્ટિગોચર થયું નહિ અને તેથી તેણીએ નિશ્વાસ નાંખ્યો કે, કોણ જાણે કયારે બચાવનું સાધન મળશે. આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. એવામાં પાણીનું એક મોટું મોજું ઉછળતું ઉછળતું કાંતાના પગ ઉપર આવવા લાગ્યું. કાંતા ચમકીને પાછી હઠી. પરન્તુ તેટલામાં તો મોજું તેણીના પગ ઉપર અથડાઈ પાછું વળ્યું. થોડીકવારમાં એથી પણ વધારે મોટું એક બીજું મોજું ખળખળ કરતું ધસી આવ્યું અને કાંતા નાસી જાય તે પહેલાં તો તેણીનાં કપડાં ગોઠણ સુધી ભીંજાઇ ગયાં. આ ઉપરથી પાણી ચડે છે એમ સમજી કાંતા દુર જઇ ઉભી રહી. ભૂખી અને તરસી ઉભી ઉભીને થાકી એટલે નીચે પડી સુતી. આખમાંથી પાણી વહેવા લાગ્યાં. આમ કરતાં કરતાં સાંજ પડી

ને સૂર્ય અસ્ત પામ્યો. પૂર્ણિમાંનો દિવસ હોવાથી પુર્વમાં ચન્દ્રમાએ દર્શન દીધાં, પરન્તુ રાત્રિ પડવાથી શિકાર માટે પોતાની ગુફામાંથી બહાર નીકળેલા વનવાસી વિકરાળ પ્રાણીઓના ભયંકર અવાજો કર્ણ ગોચર થયા. કાંતા ઝબકીને ઉઠી. કમ્પાયમાન સ્થિતિએ તેણીએ આસપાસ નજર ફેરવી જોયું-તો નજીકમાં એક વડનું વિશાળ વૃક્ષ જોવામાં આવ્યું. વગર વિલંબે તેણીએ તે તરફ ગમન કર્યું. વિચાર સાગરમાં ડૂબેલી કાંતા ચિંતાતુર ચહેરે ઝાડ નીચે જઇ ઉભી રહી. કેટલીક વારે નિરાશ થઇ નિશ્વાસ નાંખી તેણીએ ઝાડ ઉપર ચડવાનું શરૂ કર્યું. ચડતાં ચડતાં સૂકાઇ ગયેલી આંખો ફરીને સજળ થઇ. થોડેક ઉપર બે ડાળીના આધાર પર બેસીને તે મૌન રૂદન કરવા લાગી. ચંદ્રમાનો પ્રકાશ દરિયા ઉપર પડતો હોવાથી તેણીએ પોનાની ચિંતાગ્રસ્ત દ્રષ્ટિ દરિયાની સપાટી પરજ રાખી હતી. આમને આમ રડવામાં, ફિકરમાં અને આશામાં રાત વિતી ગઈ અને લગભગ પ્રાતઃકાળ થવા આવ્યો. એવામાં તેણીને થાકથી તંદ્રાવસ્થા પ્રાપ્ત થઇ પરન્તુ થોડીકવારમાં પૂર્વમાં ભાનુનો ઉદય થયો અને હૃદયમાં ચિંતા તો સગગતીજ હતી તેથી તેણી જાગી ગઇ. આ વખતે જંગલી પ્રાણીઓના અવાજ નહિ સંભળાવાથી તેમજ સૂર્યનો પુરતો પ્રકાશ થઇ જવાથી તેણી ઝાડપરથી ઉતરી

અને આગલા દિવસની માફક કિનારા પર આવી બચાવની આશામાં ઉભી રહી.

વખત જતાં મધ્યાન્હ વિતી ગયો પરન્તુ વસંત ઋતુ હોવાથી તેમજ સમુદ્રપરથી આવતા શીતળ વાયુની લહેરકીના પ્રભાવથી તાપ જવાળા તેણીને અસહ્ય જણાઈ નહિ તથાપિ બે દિવસની નિરાહાર હોવાથી તેણીને કડકડીને ભુખ લાગી. દરિયા કિનારે કાંઈ મળે તેમ ન હતું; અને ફળફુલ માટે જંગલમાં જવાની તેણીની છાતી ચાલી નહિ અને તેથી આજનો પણ દિવસ ભૂખ્યા અને તરસ્યા વિતાડવાનો તેણીએ નિશ્ચય કીધો. અહાહા ! કર્મની કેવી વિચિત્ર ગતિ છે ! જેને માગ્યું મળતું, આમાં, અમા, સૌ કરતું, ધન, ધાન્ય, નોકર આદિ કશી વાતની ખામી નહિ હતી તેણીની હમણાં કેવી દશા છે ! તેણી આજે દાવાનળ દુઃખમાં તરફડતી, થર થર ધ્રૂજતી, કમ્પતી, રૂદન કરતી, નિર્જન વનમાં એકલી છે. ખાવાને અન્ન તો નથી પણ પીવ ને પાણીએ નથી. પાસે દશ હજારના દાગીના છે પણ અન્ન-ને જળ વગર તે શા કામના ! ખરેખર ! વખતનીજ બલીહારી છે. આ પ્રમાણે આજનો દિવસ પણ તેણીએ ભૂખ્યાં અને તરસ્યાં રડી રડી કાઢયો અને સાંજ પડતાંજ પેલા વડલાના ઝાડ ઉપર ચઢી દરિયાની સપાટી ઉપર નજર રહે તેમ સૂતી. ભૂખથી ચક્કર આવવા લાગ્યા અને વોયમા ! વોયમા ! કરતી

રૂદન કરવા લાગી અશ્રૂપાત કરી કરીને થાકી ત્યારે આડે પડખે તેણી થઈ. ચકોર આંખ તો દરિયાની સપાટી ઉપરજ જોયાં કરતી હતી. તેણી વિચાર કરવા લાગી કે, 'હાય ! શું થશે ! આજ બે દિવસ તો પસાર થઇ ગયા. હજુ બચાવનું સાધન મળ્યું નહિ. આમ ભૂખ્યાં ભૂખ્યાં ક્યાં સુધી થોભવું પડશે એ વિચારમાં તેણી નિમગ્ન થઈ છે એટલામાં કોઈ ભયંકર પ્રાણીની મેઘ જેવી ગર્જના સંભળાણી અને થોડીજ વારમાં એક વિકરાળ સિંહ તે વડલા નીચે આવી સુતો. સિંહના આવ્યાથી કાંતાનાં હાજાં નરમ થઇ ગયાં ને તેણી કંપવા લાગી કે રખેને તેની નજર તેણી ઉપર પડી જાય તો ભોગ મળે. આ વિચારથી તેણી હાલ્યા ચાલ્યા વગર લપાઇને પડી રહી. પરન્તુ મરણ ભયથી તેણીનાં નેત્રોમાં લેશ પણ નિદ્રાનો સ્પર્શ થવા પામ્યો નહિ. ધીમે ધીમે નિશાનો અંત પ્રભાતના પ્રારંભને પાસે લાવતો ગયો. આકાશમાંના તારાઓ એક પછી એક અદ્રશ્ય થવા લાગ્યા અને સૂર્યોદયની સૂચના આપતો સૂર્યનો સારથી અરૂણ પોતાના પ્રકાશને વિસ્તારવા લાગ્યો. એવામાં સમુદ્ર સપાટીપર કાંઇ ઝાંખું કાળું કાળું તેણીની નજરે પડયું. અને તેણીને લાગી આવ્યું કે, તે વહાણ અથવા જહાજ હશે. આ વિચારથી તેણીના હૃદય પટ પર જરા આનંદનો પ્રકાશ થયો અને નિરાશાનો લોપ થયો. તો શું હશે તે જાણવાને તેણી અધીરી બની

સૂર્યોદય થતાં સૃષ્ટિ દેવીએ નવીન મનોહરતા ધારણ કરી. મંદ મંદ શીતળ વાયુ વાવા લાગ્યો. કાળું કાળું નજીક આવતાં જહાજ તેણીને માલુમ પડયું અને દરિયાને કિનારે આવી જહાજમાં લઇ લેવાની યાચના કરવા તેણી અધીરી બની પણ નીચે તો સિંહ સૂતેલો હોવાથી તે બની શકે તેમ ન હોતું. તેણી ગભરાણી કે હાય ! હવે શું થશે ! આ સિંહતો ઉઠી ચાલ્યો જતો નથી અને જહાજ તો હમણાં આવી પહોંચતાં ઓળંગી ચાલ્યું જશે. જેમ જેમ જહાજ નજીક આવતું ગયું તેમ તેમ તેણીનો ગભરાટ વધતો ગયો. તેણી આડું અવળું જોવા લાગી પણ કાંઇ રસ્તો સુઝયો નહિ. આખરે મ્યાન સહિત તલવાર તેણીએ સિંહ ઉપર ફેંકી. એવા વિચારથી કે વખતે સિંહ બીહીને નાશી જાય. તલવાર પડતાંજ સિંહ જાગૃત થયો. આંખો વિકરાળ બની. ઉંચે નજર કરતાં કાંતા તેના જોવામાં આવી. એકદમ ગર્જના કરી તેણે કાંતા તરફ છલંગ મારી. કાંતાના હોશ ઉડી ગયા. પરન્તુ તેણીની સાડીનો એક ભાગ જે નીચે લટકતો હતો તે ફાટી ગયા સિવાય તેણીને બીજી કશીએ ઇજા થઇ નહિ. સાવધ બની કાંતાએ સાડીના ફાટી ગયેલા છેડા ઉપર લઇ લીધા અને ભાલાની અણી નીચે રાખી બેઠી. એવામાં ગર્જના કરી સિંહે બીજી છલંગ મારી આ વખતે તેને થોડું ભાલું વાગ્યું તેથી ખીજાઇને તેણે ત્રીજી છલંગ મારી પણ તે કાંતા સુધી

પહોંચી શક્યો નહિ ને ઉલટું વધારે વાગ્યું. આખરે થાકી તે નાઠો અને નજીકની ઝાડીમાં શિકાર ઉપર ફરી તરાપ મારવાની ઇચ્છાથી તે સંતાઇ બેઠો.

સિંહ નાશી ગયો પણ નજીકમાં હશે અને તેથી છલંગ મારે તો ! એવા ભયથી નીચે ઉતરવાની કાંતાની હિમ્મત ચાલી નહિ. એટલામાં જહાજને ઉભું રહેતાં અને તેમાંથી એક મછવો જમીન તરફ આવતાં તેણીએ જોયો. તેણી ઘણી રાજી થઇ પણ નીચે ઉતરવાની તેણીની હિમ્મત ચાલી નહિ.

જહાજનો કેપ્ટન દુરબીનથી આસપાસ શું બને છે તે જોયાં કરતો હતો. તેણે સિંહને ગર્જના કરી છલંગ મારતાં આ વડલા નીચે જોયો. તે સમજ્યો કે, વૃક્ષ ઉપર કાંઇ હોવું જોઇએ. બારીકાઇથી જોતાં કાંતા તેની નજરે પડી. અને તેથી તેના બચાવ ખાતર સિંહને મારવાના ઇરાદાથી તેણે જહાજ ઉભું રખાવી મછવો જમીન તરફ રવાના કર્યો હતો.

ફરીને તરાપ મારી શિકાર હાથ કરવાના ઇરાદાથી સિંહને નજીકની ઝાડીમાં સંતાઇ જતો દેખી તે મછવાવાળાએ મછવો તે તરફ હંકાર્યો. આ પ્રમાણે મછવો પોતાની દિશા બદલાવી દૂર ચાલ્યો જતો જોઇ કાંતા મુંઝાણી અને તેથી મરણનો પણ ભય ન રાખતાં તેણી એકદમ નીચે ઉતરી અને બચાવને

માટે બૂમે બૂમ પાડતી દરિયા કિનારા નજીક દોડવા લાગી. નીચે ઉતરી કાંતાને દરિયા કિનારા તરફ દોડતી જોઈ પોતાની સંતાવાની જગોએથી નીકળી સિંહ ગર્જના કરી કાંતા તરફ ધસ્યો. એવામાં એકાએક બંદૂકના ચાર પાંચ ભડાકા થયા [illegible] પડયાં.



## પ્રકરણ ૨૦મું.

—:×:※:×:—

### સમાજ સેવા.

રમંકપુર શહેરનો એક સુશોભિત બગીચો પાદરમાં ચોલી જતી સોન નદીના કિનારા ઉપર આવેલો છે. તેમાં ઘણાં સુગંધી રંગ બેરંગી પુલ ઝાડો સાથે દાડમ, જામફલ, બદામ, દ્રાક્ષ, આદિ મેવાનાં વૃક્ષો પણ છે. મધ્યમાં એક વાવડી ઉપર એક અતિ રમણીય આમ્ર વૃક્ષ આવી રહેલું છે. આગળ ચાલતાં એક બીજુ કંપાઉન્ડ આવે છે, જેના દરવાજા ઉપર એક દરવાન હાથમાં લાકડી લઇ ઉભો છે. અંદર પેસતાં ડાબી બાજુએ એક પૌષધશાળા આવે છે. પૌષધશાળાની જમણી બાજુએ એક સુંદર અભ્યાસ ગૃહ છે. સામે વિશાળ વરંડા વાળુ એક ભવ્ય મકાન આવેલું છે. વરંડામાં એક નાજુક પણ મનહર ઝુલો છે જેના ઉપર બેઠી બેઠી એક સ્ત્રી કાંઇક ધર્મનું પુસ્તક વાંચે છે. આ સ્ત્રી તે બીજી કોઇ નહિ પણ પેલી લક્ષ્મી છે કે જેણે પહેલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે અચાનક અનુભવેલા પતિ મરણથી ગભરાઇ ફાંસો ખાઇ મરવાનો નિશ્ચય કરેલો હતો. લક્ષ્મીને રતન નામની એક દાસી છે. લક્ષ્મીનુ કરૂણાજનક રૂદન સાંભળીને તે દાસી તેણીની પાસે ગઇ હતી અને તેણીને આશ્વાસન

આપી કહ્યું હતું કે " સંસાર સ્વપ્નવત્ છે. જે સુખ હમણા જણાય છે તે હવે પછી ભોગવ્યાં નહિ ભોગવ્યાં જેવાં લાગશે. હમણાંનો શોક એ ઉતરતી જીંદગીનું હાસ્ય પદ છે. ઘડી ઘડીનાં ઘડીઆળાં વાગી રહ્યાં છે. તડકા પછી છાંયો અને છાંયા પછી તડકો પ્રાપ્ત થાય છે. અનુભવીને મન તે રૂપાન્તર એક સરખુંજ લાગે છે પરન્તુ બીન અનુભવીને સુખ દુઃખ જણાતાં હર્ષ શોક થાય છે. જે થવાનું હતું તે થયું ગમે તેટલા શોકથી તે દુઃખ દુર થવાનું નથી તેમ વાસ્તવિક રીતે તે દુઃખ પણ નથી. આત્મિક ઉન્નતિનાં ઘણાં સાધનોમાં માત્ર એક સાધન તમોને ઓછું થવા પામ્યું છે છતાં હૃદય બળથી તમે તે દુઃખને દુર કરી નિશ્ચિંત બની અન્ય મળેલાં સાધનોથી આત્મોત્ક્રાન્તિના પગથીયે ચડી શકો તેમ છો. હમણાં જે કાર્ય તમે કરવા ધારો છો તે પ્રેમાવેશનુંજ માત્ર કારણ છે. કર્યા પછી પસ્તાવો થવાનો છે તેમ આવી પડેલા દુઃખને દુર ન કરતાં ભવિષ્ય સુખ આપનારાં શુભ કર્મનું તે ક્ષય કરનારૂં થશે. વળી માયાના બન્ધનથી ઉત્પન્ન થયેલા ક્રોધાદિક વિકારોથી આત્મિક અધોગતિ પ્રાપ્ત થશે. માટે વિચારવંત થઇ સાવધ થાઓ, મલીન આવેશને પરિહરો અને મળેલાં સાધનનો સદુપયોગ કરી આત્મોત્ક્રાન્તિ ક્રમમાં આગળ વધો કે જેથી કોઇ વખતે જન્મ મરણથી પણ મુક્ત થઇ શકાય".

લક્ષ્મી, દાસીના આવા દિલાસા ભર્યા શબ્દ સાંભળી શાન્ત થઇ હતી અને તે પછી થોડા દિવસે કલકતા છોડી શાણી દાસી રતનને સાથે લઇ પોતાના પતિના નિવાસ સ્થાનમાં અહિં તેણી આવી રહી છે. આવતાંજ તેણીએ સદાવૃત શરૂ કર્યું છે અને સમાજ સેવાનાં બીજા કાર્ય કરવા તેણીએ વિચાર કરી રાખ્યો છે.

રોજના નિયમ મુજબ આજે તે ઝુલા ઉપર બેઠી બેઠી ધર્મનું પુસ્તક વાંચે છે પણ વર્ષા રૂતુ ચાલતી હોવાથી થોડીક વારમાં આકાશમાં વાદળા ચડી આવ્યાં. વિજળી અને ગર્જના સાથે મેઘરાજાની પધરામણી થઇ. વાદળાંથી સુર્ય આચ્છાદિત થતાં અંધારૂં થયું. પુસ્તકના અક્ષર તદ્દન ઝીણા હોવાથી લક્ષ્મીને વાંચવામાં તકલીફ પડતાં પુસ્તક બહાર તેણીએ નજર ફેરવી. પોતાની તરફ નજર પડતાં ત્યાં ઉભેલી એક દાસીએ કહ્યું: “બાઈ સાહેબ પાણીથી ભીંજાઈ ગયેલી કોઇ એક સ્ત્રી બહાર ઉભી છે. તેણી આપની મુલાકાત કરવા ઇચ્છેછે. મેં તેણીને કહ્યું કે “બધા ભીખારીઓ સાંજે આવે છે એટલે તમે પણ સાંજે આવજો” તેના જવાબમાં તેણીએ કહ્યું કે “હું ભીખારી તરીકે આવી નથી તેમ હજુ મારે તેવો સમય આવ્યો નથી”. મે કહ્યું “હમણા જમવાનો સમય થવા આવ્યો છે અને તેથી બાઈ સાહેબ તમોને મળી શકશે નહિં”. તેણીએ જણ-

હ્યું "બાઈ જમવા બેઠાં પહેલાંજ મારે તેમને મળવું છે અને તેથી તમે તેમને જલદી જઇ ખબર આપો". મેં કહ્યું "તમે ઘણી ચીંતામાં લાગો છો તેથી તમોને જે જોઇશે તે બાઈ સાહેબ જરૂર આપશે પણ કોઇ બીજે વખતે આવો તો વધારે સારૂં". તેણીએ જવાબ આપ્યો કે "મારે કશુંએ જોઈતું નથી, માત્ર બાઇને મળવા આવી છું. અને હું માનું છું કે મળ્યા પછી બાઈ વધારે આનંદથી જમશે". આ પ્રમાણે તેણીએ મારૂં કહ્યું માન્યું નહિ ત્યારે હું આપને ખબર આપવા આવી છું. તેણીએ ફાટેલી પણ ઉંચી કીંમતની સાડી પહેરેલી છે. ચહેરો ઉતરીગયેલો અને ચિંતાતુર છતાં વદન ચંદ્રમા સરીખું છે. વાણી તો એટલી બધી મધુર છે કે તેણીની પાસેથી દૂર જવાની મને ઇચ્છા થતી નહતી. આપ આજ્ઞા આપો તો હું બોલાવી લાવું."

'ફાટેલી પણ કીમતી સાડી, ચંદ્ર વદન, અને મધુર વાણી ઉપરાંત વિચીત્ર કથન સાંભળી તે સ્ત્રી કોણ હશે,' આંહી આવવાનું શું કારણ હશે તે જાણવાની જીજ્ઞાસુ બની લક્ષ્મીએ તેણીને અંદર લાવવા દાસીને આજ્ઞા આપી અને પોતે અભ્યાસ ગૃહમાં જઈ બેઠી. થોડી વારમાં દાસી તે સ્ત્રીને લઇને અંદર આવી. અંદર આવતાં લક્ષ્મીએ આવકાર આપી ખુરશી પર તેણીને બેસાડી અને પુછ્યું "આપ કોણ છો? કયાંથી આવો

છો ? અને શું આજ્ઞા છે ?" તેણીએ જવાબ આપ્યો "આટલી થોડી વારમાં તમે મને ભુલી જાઓ છો તે જોઇ મને ઘણી નવાઈ લાગે છે". લક્ષ્મીએ કહ્યું "દુઃખ સાગરમાં ડુબ્યા પછી મારૂં મન અસ્વસ્થ રહે છે અને સ્મરણ શક્તિ પણ તેજ કારણને લઇને ઘટવા પામી છે. તમારા જેવા ચહેરા વાળી એક મારી બ્હેન પણી કાંતા હતી. તેણી કલકત્તા વાળા શેઠ પુનમચંદ સાથે પરણી હતી. ચારેક મહિના પહેલા તેણી પોતાના પ્રિયતમ સાથે પરદેશમાં ગઇ હતી જ્યાં એક જંગલમાં તેણી ગુમ થઇ ગઇ. તેના જેવો તમારો ચહેરો છે. અને હું તમોને ઓળખું છું એમ મને લાગે છે ખરૂં પરન્તુ યાદદાસ્તની ખામીથી હું તમોને બરાબર પીછાણી શક્તિ નથી. કૃપા કરી આપ નામ આપશો તો ઉપકાર થશે". કાંતાનું નામ લેતાં લક્ષ્મીની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. તે જોઇ પેલી સ્રીએ કહ્યું "કાંતાને તમે હૃદયથી ચાહો છો તે હું જાણું છું. તમે અને કાંતા બંને કાશી નિવાસી છો. નાનપણમાં કાંતા વધારે વખત તમારે ત્યાંજ પડી રહેતી હતી. તમારો કાંતા ઉપર એટલો તો સ્નેહ રાગ હતો કે એક દિવસ કાંતા કોઇ સબંધીનાં લગ્ન પ્રસંગે બહાર ગઇ હતી ત્યારે તમોએ તેના વિયોગથી ખાધા પીધા વગર રડી રડીને આખો દિવસ વ્યતિત કર્યો હતો. આખરે બીજે દિ-વસે ખાસ માણસ મોકલી તમારા પિતાશ્રીએ કાંતાને બોલાવી

આપી હતી. તમારી સાથે તે સ્કુલમાં ભણવા આવતી હતી ને પુસ્તક લુગડા આદી સર્વ તમે તેણીને આપતા હતા. તમારા લગ્ન થયા પછી કાશી છોડતાં કાંતાએ તમને એક નાનકડું દર્પણ ભેટ કર્યું હતું અને તેના બદલામાં તમારી ખાસ યાદદાસ્ત ખાતર તમે તેણીને બે કંચનની બંગડીઓ આપી હતી". લક્ષ્મી-એ વચ્ચે પ્રશ્ન કર્યો કે "આ બધી હકીકત તમોએ કયાંથી જાણી" તે સ્ત્રીએ જવાબ આપ્યો કે "કાંતા તો આ બધું જાણી શકે કે નહિ?" હમણા સુધી લક્ષ્મી તે સ્ત્રી સામુ તાકી તાકીને જોયા કરતી હતી. અને તેણીને મનમાં એમ પણ ઉગી આવતું હતું કે આ કાંતા તો નહિ હોય! એવામાં "કાંતા તો આ બધું જાણી શકે કે નહિ?" આ શબ્દ સાંભળતાંજ તે સમજી ગઇ કે આવનાર સ્ત્રી બીજી કોઇ નહિં પરન્તુ પોતાની પ્રિય બ્હેન પણી કાંતાજ છે. તુરત તેણી ઉઠીને તે સ્ત્રીને ભેટી પડી બોલી "વ્હાલી બ્હેન કાંતા સ્વપ્નામાં પણ નહિ ધારેલી એવી અચાનક રીતે આજ મારાજ ગૃહમાં તમારા મને દર્શન થતાં હું મારા પોતાને ઘણીજ ભા-ગ્યશાળી માનું છુ". કાંતા કંઈ જવાબ વાળી શકી નહિ કારણ કે તેણીનું હૈયું ભરાઈ આવવાથી તે રડી પડી હીબકા ખાતી હતી. લક્ષ્મી સમજી કે કાંતા ઉપર કાંઈ દુઃખ પડયું જણાય છે પરન્તુ તેણી ગભરાઈ વધારે રડે તે વિચારથી તેણીએ તે વાત ને છંછેડી નહિ પરન્તુ કાંતાના કપડાં વરસાદથી ભીંજાયેલ હો-

વાથી બીજી મગાવી કાંતાને દીલાસો આપી પહેરાવ્યા, બાદ જમવા તેડી ગઈ. એક ભાણામાં સાથે જમી પાછા અભ્યાસ ગૃહમાં તેઓ બંને આવી બેઠા. લક્ષ્મીએ કહ્યું "બ્હેન કાંતા! તમારી આ સ્થિતિ કેમ થવા પામી તે કાંઇ અડચણ ન હોય તો કહેશો. આ દાસી તમારી યોગ્ય સેવા કરવાને તૈયાર છે". કાંતાએ કેટલીક હકીકત કહ્યા બાદ પોતાને જંગલમાં છોડતી વખતે પોતાના પતિએ જે પત્ર લખ્યો હતો તે બતાવ્યો અને કહ્યુ કે "મને જીંદગીની પરવા ન હતી પરન્તુ મારા પતિની શંકાનું નિવારણ કરવાને માટેજ મારે જીવનને પસંદ કરવું પડયું છે". સિંહ વિગેરે સર્વ હકીકત જણાવી તેણીએ કહ્યું કે "કોઇ શુભ કર્મના યોગે જીવન રહેવા પામ્યું છે કારણ કે તે સિંહ નાસી ગયા પછી ઝાડ ઉપરથી ઉતરી હું મછવા તરફ દોડતી જતી હતી એવામાં સંતાઇ રહેલા સિંહે મારા ઉપર છલંગ મારી. પરન્તુ સારાં નસીબે મછવાવાળાએ બંધુક ફોડી અને સિંહ ચક્કર ખાઇ જમીન ઉપર ઢળી પડયો. આ વખતે સિંહની ગંભીર ગર્જનાથી હું પણ બેહોશ થઈ નીચે પડી ગઇ હતી પરંતુ મછવાવાળાએ સાવધ કરી મને જહાજ ઉપર પહોંચાડી. જહાજમાં મને એક સ્વધર્મી બાઇ મળી આવી જે પોતાનો ધણી મરણ પામવાથી બાળ બચ્ચાંને લઇ દેશ જતી હતી. તેણીને મેં મારૂં વૃતાંત કહી સંભળાવ્યું હતું. તેણી મને પો-

તાને દેશ તેડી ગઇ હતી. જ્યાં હું ચાર મહિના રહી. તેણીની મારફત મારા પતિના કલકત્તા પાછા ફર્યાના સમાચાર મેળવી હું તમારી પાસે આવું છું. હુ હમણા ગુપ્ત રહેવા માગું છું. અને પ્રસગ મળ્યે મારા પતિને મારી પવિત્રતાની ખાત્રી કરાવ્યા પછી છતી થઈશ. યોગ્ય કેળવણી તેમજ ધનવાન અને વિદ્વાન્ પતિ મળ્યા છતાં કર્મને યોગે મેં મારી લગભગ આખી જીંદગી દુ:ખમાંજ વીતાડી છે. હવે હું તમારી સાથે સમાજ સેવામાં મારી બાકીની જીંદગીને વ્યતીત કરવા ચાહું છું.

લક્ષ્મીએ "કહ્યું, બ્હેન કાંતા તમારા ઉપર અસહ્ય દુ:ખ પડયું છે ખરૂં પરન્તુ તે વાદળાંઓ હવે વીખરાઈ ગયાં છે. આવેલું કલંક થોડા વખતમાં ઉતરી જવા પામશે અને પુન: પુર્વની સુખી સ્થિતિ તમે પ્રાપ્ત કરી શકશો. મેં સાંભળ્યું છે કે તમારા પતિને તમારો વિયોગ અસહ્ય થઇ પડયો છે એટલે તમે જીવતાં છો એમ તેમને ખબર મળતાં તેઓ તુર્ત તમારી શોધ માટે નીકળશે. ગુપ્ત રહેવાને માટે હમણાં તમે તમારૂં નામ પડિતા વિયોગિતા રાખશો. અને તમોને મારાં અધ્યાપિકા તરીકે હું ઓળખાવતી રહીશ. તમે મારા જેટલાંજ ધનવાન છો છતાં હમણાં તમારા સંજોગો તમોને ધનનો સદુપયોગ કરવા આપે તેવા નથી પરન્તુ મારૂં ધન તે બધું તમારૂંજ છે એમ માની બની શકે તેટલાં સમાજ -સેવાનાં કાર્ય કરશો.

થોડા વખતમાં આપણી કૉન્ફરન્સ પણ ભરાશે. તેમાં મહિલા પરિષદ પણ થવાની છે. સમાજ સેવાનો આ ઉત્તમ પ્રસંગ છે. વળી પુનમચંદ શેઠ પણ કૉન્ફરન્સના સેક્રેટરી હોવાથી ત્યાં આવશે એટલે તમારા સમ્બન્ધમાં ગુપ્ત પણે કાંઇક પણ નવીન પ્રકાશ પાડી શકાશે. હુમણા તો આપણે અહિં એક વનિતા વિશ્રામ સ્થાપીએ જેમાં સંગીન ધાર્મિક જ્ઞાન ઉપરાંત ઘરગતુ હુન્નરોદ્યોગ શિખવવાનો પ્રબંધ કરીએ કે જેથી કરી ગરીબ સ્ત્રીઓ દળણાં અને પારકાં કામ કરવાનો હલકો ધંધો છોડી વધારે સુખમય જીંદગી ગુજારવા શક્તિવાન થાય".

તત્પશ્ચાત્ નિશ્ચય કર્યા મુજબ વનિતા વિશ્રામ સ્થાપવામાં આવ્યું અને તે સ્થાપન કર્યા પહેલાં અને પછી લક્ષ્મીએ સ્ત્રી-ઓની અનેક સભાઓ વનિતા વિશ્રામનો હેતુ સમજાવવાને ભરી હતી. આ બધી સભામાં પંડિતા વિયોગિતાએ (હવે પછી કાંતા ગુપ્ત રહે ત્યાં સુધી તેણીને આપણે પંડિતા વિયોગિતા કહીશું) એવાં તો છટાદાર અને વિદ્વતા ભરેલાં ભાષણો આપ્યાં હતાં કે તેણી થોડા વખતમાં ઘણી પ્રખ્યાત થવા પામી. વળી પંડિત ઉદય-ચંદે કલકત્તામાંથી એક "જૈન બંધુ" એ નામનું છાપું કાઢયું હતું તેમાં પણ તેણીએ ઘણા લેખ લખી મોકલ્યા હતા. પંડિતા વિયોગિતાનાં વિદ્વતા ભરેલાં ભાષણો અને અવાર નવાર "જૈન બંધુ"માં આવતા તેણીના લેખ પરથી રતનચંદ ઘણો આશ્ચર્ય

પામ્યો. વળી પંડિતા વિયોગિતા સ્વધર્મી જૈન છે એમ ખબર મળતાં મહિલા પરિષદનું મંત્રી પદ તેણીને આપવા નિશ્ચય કરી એક વિનંતિ પત્ર તેમણે લખી મોકલ્યો. પણ પંડિતા વિયોગિતાને ગુપ્ત રહેવાનું હોવાથી તેણીએ ઉપકાર સાથે તે પદ સ્વીકારવા ઇનકાર કર્યો અને લક્ષ્મીને તે સ્થાન આપવા સૂચના લખી મોકલી. આ પરથી લક્ષ્મીને તે માનદ પદ આપવામાં આવ્યું. અને પંડિતા વિયોગિતા તેણીને નામે સમાજ સેવાનાં કાર્યો બહુ બાહોશીથી બજાવવા લાગી.



# શ્રી શ્વેતામ્બર સ્થાનકવાસી જૈન-

# કૉન્ફરન્સ "પ્રકાશ".

વાર્ષિક લવાજમ રૂ૦ ૨).

જૈનોની સામાજીક તેમજ ધાર્મિક ઉન્નતિ માટે સ્વતંત્ર શાંતિપ્રિય અને નિષ્પક્ષપાત લખાણો ઉપરાંત, જૈન સમાચાર, સાધુ સમાચાર, કૉન્ફરન્સ સમાચાર, જૈન સિદ્ધાંતોનાં ભાષાન્તર, રસીલી અને બોધદાયક નવલકથાઓ નૈતિક, ધાર્મિક, વ્યાવહારિક તથા ઔદ્યોગિક વિષયો વગેરે ઘણા ઘણા ઉત્તમ તેમજ ઉપયોગી લેખોથી ભરપૂર, સ્થાનકવાસી જૈન કોમનું આ એકનું એકજ પાક્ષિક પત્ર પ્રતિમાસની પહેલી તથા સોળમી તારીખે નિયમિત પણે પ્રગટ થાય છે.

શિક્ષા પામેલા એક પણ સ્વધર્મી એવો ન જોઈએ કે જે આ પેપર વાંચતો ન હોય. આ પત્રનું વાર્ષિક લવાજમ માત્ર રુપિઆ ૨) રાખવામાં આવેલ છે. વળી બચત રકમ પણ કૉન્ફરન્સમાં જમા થાય છે એટલે "એક પંથ દો કાજ" સમાએલા છે.

આ પત્રનાં ગ્રાહકોને આ નોવેલ ભેટ આપવામાં આવે છે ઉપરાંત ટ્રેક્ટ સોસાઇટીએ પોતાના તરફથી જે જે પુસ્તક છપાઇ બહાર પડે તે પણ ભેટ આપવા સ્વીકાર કર્યો છે આવો મહાન્ લાભ માત્ર રૂ૦ ૨) માંજ મળે છે. ગ્રાહક થવા ઇચ્છનારે લવાજમના રૂ૦ ૨) તથા ભેટનું પોષ્ટેજ એક આનો મળી ૨=) નો મનીઑર્ડર તુરત કરવો. પાછળથી ભેટનાં પુસ્તકોની કોપીઓ ખલાસ થઇ જવાથી મળી શકશે નહિ.

ઑફિસ અજમેર. ઑનરરી સમ્પાદક—

**ડૉ૦ ધારશી ગુલાબચંદ સંઘાણી.**
H. L. M. S.